॥ श्री गोकुलेशो जयति ॥

# ભડર્યાં સમાજ

અને

# વસંતરાજ

છપાવી પ્રસિદ્ધ કરનાર,
ઉજમશી બાપુલાલ કાપડીઆ.
મોટી ફળી, ધંધુકા.

# અનુક્રમણિકા.

---



---

# પ્રસ્તાવના

જ્યાં સુધી વસંતરામે આરીઆના ભરૂચીઓના વ્યક્તિગત દોષો વિષે વાંધો ઉઠાવ્યો ત્યાં સુધી કોઇ વિદ્વાનોએ તેમના કાર્ય માટે તેમને ઠપકો આપ્યો નહિ, એટલુંજ નહિ પણ કેટલાક ભરૂચીઓએ પણ તેમને મદદ કરી, પણ જ્યારે મર્યાદાનું ઉલ્લંઘન કરી તેમણે ભરૂચી મત જ કેવળ કલ્પિત છે, તેઓ તમામ વામમાર્ગી છે એમ જણાવવાની ઉદ્ધતાઇ પ્રદર્શિત કરી, ત્યારે તેમને એક પણ આચાર્યશ્રીનો કે વિદ્વાનનો ટેકો તો ન મળ્યો, પરંતુ તેમના આવા ગંદા અને દ્વેષમૂલક કાર્ય માટે તેમને ઠપકાજ મળ્યા કર્યો, તેમ તેમ તેમણે નીચ હુમલાઓ કરી પુષ્ટિ માર્ગની પણ શુદ્ધ પ્રણાલિકાને તોડવા માંડી. તેથીજ આ પુસ્તક બહાર પાડવાની અમને ફરજ પડી છે

રા. ગિરધરલાલ મુળજીભાઇ સિવાય તમામ લેખકો "ભરૂચી" નથી 'શાસ્ત્રાર્થ કર્તવ્ય છે" એ શીર્ષકનો લેખ રા. મગનલાલ શાસ્ત્રીજીનો છે. તે "ગુજરાતી' માંથી ઉધ્ધૃત કર્યો છે. લેખ માટે લેખકો જ જવાબદાર છે.

ઉજમશી બાપુલાલ કાપડીઆ.

# भररुचि [भरुची] प्रकरण.

લેખક:—ગિરધર મુળજી શાહ, ધંધુકા.

—————:o:—————

### શ્રી ગોકુલેશો જયતિ

## ભરરૂચિ (ભરૂચી) પ્રકરણની

## પ્રસ્તાવના.



૧ આ પ્રકરણ લખવાની પ્રવૃત્તિનું કારણ કે,—પુષ્ટિમાર્ગ મધ્યે મુખ્ય બે સમાજ છે. તે પૈકી એક સમાજ ભરૂચી સમાજ કહેવાય છે. તે સમાજ પ્રત્યે બીજા સમાજ મધ્યેના થોડાક અર્ધદગ્ધો ઉપદ્રવ ઉઠાવી આ સમાજ વિરૂદ્ધ અઘટિત વાણીપ્રહાર કરે છે, તેથી આ સમાજમાંના ભોળા વર્ગની બુદ્ધિમાં વિભ્રમ પેદા થઇ ધર્મ પ્રત્યે અનાસ્થા થવાનો સંભવ થાય, જેથી તેવા અઘટિત-વિરૂદ્ધ વચનોથી બચાવ કરવામાં ઉપયોગી જ્ઞાનની જરૂર હોવાથી આ પ્રકરણ લખવાની જરૂર પડી છે.

૨ આ લખાણમાં ફક્ત શ્રીમહાચાર્યજી, શ્રી ગુસાંઇજી અને શ્રી ગોકુળનાથજી તથા શ્રી હરીરાયજીના વચનામૃત સિવાય બીજું કાંઇ લખવામાં આવ્યું નથી, જેથી આ સમાજમાં રહેલા અપક્વ દશાવાળા વૈષ્ણવોનું સમાધાન થશે; એટલુંજ નહીં પરંતુ બીજા સમાજમાં રહેનાર વૈષ્ણવો મધેના જેઓને આ સમાજ વિષે વિશેષ જ્ઞાનની માહિતી ન હોવાથી તેમને ભ્રમ થવાનો સંભવ હાલની ચર્ચાથી થતો હોય, તેમના મનમાંથી પણ તેવા ભ્રમનો નાશ થશે.

૩ વળી બીજા વૈષ્ણવ સમાજમાં હોવા છતાં આ ભરૂચી વૈષ્ણવ સમાજની શ્રેષ્ઠતા સ્વીકારે છે, પણ તેઓના મનની થોડીક શંકાઓનું સમાધાન થવા જોગ સત્સંગ ન મળવાથી તેઓ શંકાશિલ રહે છે, તેમનું પણ કાંઇક અંશે શંકાસમાધાન કરવું એ આ પ્રકરણ લખવાનો હેતુ છે.





## શ્રી ગોકુલેશો જયતિ

## પ્રકરણ ૧ લું

# ભરૂચી સમાજ—એ નામ પડવાનું કારણ

---

૧ શ્રીમહાચાર્યજીના સેવકો પૈકી કેટલાક તેમના સ્વરૂપ, ગુણ અને આજ્ઞામાં આસક્ત ભરરૂચિ ભક્તો થયા છે તે પૈકી કેટલાક ત્રણેમાં આસક્ત, કેટલાક બેમાં અને કેટલાક એક બાબતમાં આસક્ત હતા, તેવીજ રીતે શ્રી ગુંસાંઇજીના સ્વરૂપ, ગુણ અને આજ્ઞા વિષે આસક્ત ભરરૂચિ ભક્તો હતા. તેજ મુજબ શ્રી ગુસાંઇજીના ચતુર્થસુતુ શ્રી ગોકુલેશજીના સ્વરૂપ, ગુણ અને આજ્ઞામાં આસક્ત ભરરૂચિ ભક્તો થયેલા છે.

૨ શ્રી ગોકુલેશજીના સ્વરૂપ ગુણ, અને આજ્ઞામાં આસક્ત થયેલ ભગવદીઓ મધ્યે શ્રી ભરૂચસ્થ દાદા નારાયણજીનું એક મોટું કુટુંબ હતુ. તે કુટુંબનો બધો પુરૂષવર્ગ, બધો સ્રીવર્ગ, અને બાળપર્યંત સર્વ તેવાજ ભક્તો હતા તે કારણથી ત્યાર પછીના પણ શ્રી ગોકુલેશજીના સ્વરૂપ, ગુણ અને આજ્ઞામાં આસક્ત ભરરૂચિ ભક્તો ભરૂચી નામે પ્રસિદ્ધ છે.

---

## प्रकरण २ जुं.

# પુષ્ટિમાર્ગમાં બે સમાજ જુદા જુદા ઓળખાવા લાગ્યા તેનું કારણ

૧ શ્રીમહાચાર્યજીએ એક ઠેકાણે આજ્ઞા કરી છે કે—व्यासो स्माकंऽगुरुः બીજે ઠેકાણે આજ્ઞા કરી છે કે—पुष्टिमार्गे गोपिका गुरुः આ બે વચનની અર્થ શોધથી એક વાકયતા કરીએ.

૨ શ્રીમહાચાર્યજીને મુખ્ય બે કાર્ય કરવાનાં છે. (૧) બીજા વૈષ્ણવ આચાર્યોએ ભક્તિમાર્ગનો ઉપદેશ કર્યો હતો ખરો, પરતુ વ્યાસજીના અંતઃકરણને અનુસરી શુદ્ધાદ્વૈત સિદ્ધાંતથી વેદાંત સિદ્ધ કરી શકયા નહોતા, તે-મજ અનન્યવૃત્ત ઉપર ધ્યાન આપવાની કચાશથી નવધા સાધન ભક્તિનું ખરૂં સ્વરૂપ બતાવી શકયા નહોતા, તે કાર્ય કરવું. આ કાર્ય કરવામાં વ્યાસજીના વચનોને અનુસરવા રૂપ મર્યાદાનું મુખ્યપણું હોવાથી व्यासोऽस्माकं गुरुः એમ આજ્ઞા કરી છે. (૨) પુષ્ટિ જીવો ઉપર ખાસ કૃપાદાન કરી તેમને બીજા દૈવી જીવોથી જુદા પાડી રસાત્મક શ્રીકૃષ્ણની સ્નેહપ્રાધાન્યથી સેવામાં જોડી શુદ્ધ પુષ્ટિમાં પ્રવેશ કરાવવો. આમાં વિધિનું નિયામકપણું નથી, સ્નેહનુંજ પ્રાધાન્યપણું છે. સ્નેહપ્રાધા-ન્યથી સેવા કરવામાં શ્રી ગોપિકાઓ મુખ્ય છે, માટે તેમને અનુસરવા માટે पुष्टिमार्गे गोपिका गुरुः એમ આજ્ઞા કરી છે.

૩ સર્વોત્તમ સ્તોત્રમાં શ્રીમહાચાર્યજીનું भुविभक्ति प्रचारैक कृते स्वान्वयकृत्, એ નામ બિરાજે છે. તેથી જણાય છે, કે આપે પૃથ્વી ઉપર ભક્તિનો પ્રચાર કરવાના સબબેજ ગૃહસ્થાશ્રમ અંગીકાર કરી બે બાળકનું પ્રાકટ્ય કરેલ છે. (૧) શ્રી ગોપીનાથજીનું મર્યાદા પુરૂષોત્તમનું પ્રાકટ્ય, પહેલા કાર્યની પ્રવૃત્તિ માટે. (૨) શ્રી વિઠ્ઠલનાથજીનું નિત્યલીલા મધ્યેનું શ્રી ચંદ્રાવલીજીનું પ્રાકટ્ય, પહેલાં અને બીજા બંને કાર્યની પ્રવૃત્તિ માટે.

(૪) શ્રી ગુસાંઇજીએ પણ ભક્તિમાર્ગનો પ્રચાર કરવાના હેતુથીજ શ્રીમહાચાર્યવત્ ગૃહસ્થાશ્રમ અંગીકાર કરી બાળકોનું પ્રાકટ્ય કરી, તે પૈકી સાત પુત્રની સ્થિતિ ભુતલ પર રાખી છે. તેમનાં-નામ શ્રી ગિરિધરજી, શ્રી ગોવીંદજી, શ્રી બાલકૃષ્ણજી, શ્રી ગોકુલનાથજી, શ્રી રઘુનાથજી, શ્રી યદુનાથજી, અને શ્રી ઘનશ્યામજી. આ સાતે બાલક પૈકી દરેકનું સ્વરૂપ બ્રહ્મકોટિ મધેનું કયું કયું છે, તે શ્રી ગુસાંઇજીના સ્વરૂપમાં આસક્ત તેમના કૃપાવંત અનન્ય ભક્ત ગોપાલદાસ અસારવાના કૃત નવ કડવા છે, તે મધ્યે નવમા કડવામાં સાતે બાલકના સ્વરૂપ અને ગુણનું વર્ણન કરેલ છે, તેની પક્ષપાતી ટીકા પર દ્રષ્ટિ નાંખ્યા વગર) તેના શબ્દાર્થને અવલંબી ભાવાર્થ વિચારવાથી જણાય તેમ છે.

(૫) શ્રીમહાચાર્યજીનું स्ववंशे स्थापिता शेष स्वमाहात्म्यः એ નામ સર્વોત્તમ સ્તોત્રમાં બિરાજે છે. આ સ્તોત્ર ઉપર બે વિવરણ છે. (૧) શ્રી રઘુનાથજી કૃત, અને (૨) શ્રી ગોકુલનાથજી કૃત.

શ્રી રઘુનાથજી આ નામના વિવરણમાં જણાવે છે કે-શ્રી આચાર્યજીએ પોતાના વંશનાં એટલે પોતાના અખિલ વંશમાં પુત્ર-પૌત્રાદિ અને આગળ પણ સર્વને વિષે પોતાનું અખિલ માહાત્મ્ય મૂકેલું છે.

શ્રી ગોકુળનાથજી જણાવે છે કે-શ્રીમહાચાર્યજીએ પોતાના વંશમાં એટલે ફક્ત પોતાના ઔરસ પુત્ર શ્રી ગુસાંઇજીમાંજ પોતાનું અખિલ માહાત્મ્ય સ્થાપન કર્યું છે. એથી આગળ નહિ.

આ બંને વિરૂદ્ધ દેખાતા વિવરણોની એકવાકયતા કરવી જોઇએ, કારણકે પુષ્ટિમાર્ગમાં આ નામના અર્થની સમજફેર શીજ બંને સમાજ પૈકીના અર્ધદગ્ધ વૈષ્ણવો અરસપરસ ઝેરનું બીજ રોપે છે.

આ બંને વિવરણમાં વાસ્તવિક વિરૂદ્ધતા નથી, પણ દરેક વિવરણ જુદી જુદી દ્રષ્ટિથી થયેલા છે. (૧) શ્રી રઘુનાથજીનું પ્રાકટ્ય મર્યાદા પુરૂષોત્તમનું છે, જેથી મર્યાદા રીતે व्यासोऽस्माकम् गुरुः એ દ્રષ્ટિ વડે શ્રી મહાચાર્યજીએ પોતાના બંને પુત્રોમાં જે અખિલ સ્વમાહાત્મ્ય મૂકેલું છે, તે વંશપરંપરા અપેક્ષ છે એ દ્રષ્ટિથી શ્રી રઘુનાથજીએ વિવરણ કરેલું છે. (૨) શ્રી ગોકુળનાથજીનું પ્રાકટ્ય શ્રી ગુસાંઇજીની હૃદય-શય્યામાં બિરાજતા શ્રી રસાત્મક કૃષ્ણ જે શ્રી ગોકુલેશ નામથી પણ પ્રસિદ્ધ છે, અને તેજ સ્વરૂપે શ્રીમહાચાર્યજીની પુષ્ટિ જીવોના ઉદ્ધરવિષયક ચિંતા દૂર કરી, શ્રાવણ શુદિ ૧૧ના રોજ પુષ્ટિ જીવોને બ્રહ્મોપદેશ આપવા

આજ્ઞા કરી, તેજ શ્રી ગોકુલેશ શ્રી ગુસાંઇજીને ત્યાં ચોથા લાલજી તરીકે સ્વતંત્ર રીતે પોતાની ઇચ્છાથીજ પ્રકટ થએલા છે. તેમણે પુષ્ટિ જીવોને શુદ્ધ પુષ્ટિમાં લાવવાના શ્રીમહાચાર્યજીના કાર્ય મધેના બીજા કાર્યને અવલંબી તે દ્રષ્ટિબિંદુથી આ નામનું વિવરણ કરેલું છે.

આ નામ પર વિશેષ પ્રકાશ પાડનાર શ્રી હરિરાયજી સિવાય બીજા કોઇનું વચનામૃત જણાતું નથી, તેથી શ્રી હરિરાયજીનો આ બાબતમાં શો અભિપ્રાય છે તે તપાસીએ. શ્રી આચાર્યજીના ૧૦૮ નામ શ્રી હરિરાયજીએ પ્રકટ કર્યા છે, તેમાં श्री विठ्ठलेशेऽखिलमाहात्म्य स्थापकाय नमः આ નામ યોજેલ છે. તેથી જણાય છે કે તેમણે પણ પુષ્ટિજીવોને શુદ્ધ પુષ્ટિમાં લાવવાના એ બીજા કાર્યને અવલંબીને આ નામ યોજેલું છે. આ ઉપરથી જણાય છે, કે–આ નામના વ્યાખ્યાનમાં મતભેદ નથી, પણ દ્રષ્ટિભેદ છે.

૬ શ્રી ગુસાંઇજીના ચતુર્થલાલજી શ્રી ગોકુલનાથજીના વૈષ્ણવોના બે પ્રકાર છે. (૧) તેમના વંશપરંપરાને શરણે જવાનું સ્વીકારનાર. આવા પ્રકારના વૈષ્ણવોને નીમડીઆ કહે છે. (૨) ફક્ત શ્રી ગોકુલનાથજીને જ શરણે રહેવાનું સ્વીકાર નાર, તેમના વંશપરંપરાને શરણે જવાનું અસ્વીકારનાર. આવા વૈષ્ણવો ભરૂચી નામથી ઓળખાય છે. બાકીના છ લાલજીના વંશપરંપરામાં પ્રકટ થયેલ બાળકોના વૈષ્ણવો પણ શ્રી રઘુનાથજીના વિવરણ અનુસાર સર્વ બાળકોનું શરણ સ્વીકારનારા છે. આવી રીતે પુષ્ટિમાર્ગમાં ભાવભેદે બે

પ્રકારના વૈષ્ણવો છે. એકનું અવલંબન શાસ્ત્રપ્રાધાન્ય પ્રભુનો અનુગ્રહ છે; બીજાનું અવલંબન સ્નેહપ્રાધાન્ય પ્રભુનો અનુગ્રહ છે.

૭ ભરૂચી સમાજ પુષ્ટિમાર્ગ મધ્યેનોજ એક સમાજ છે, તો તેના જૂદા ગ્રંથોની શંકાને સ્થાન જ કયાં છે? શ્રી મહાચાર્યજીએ સર્વ શાસ્ત્રને મથી શ્રી સુબોધિની, નિબંધ, ષોડશગ્રંથો વીગેરે જે જે ગ્રંથો પ્રકટ કરેલા છે તે સર્વ ગ્રંથો સર્વ પુષ્ટિમાર્ગીય સમાજના છે. અધિકાર ભેદે તે ગ્રંથોના વચનામૃતોનો વિવેક વિચાર બુદ્ધિવંતોને કર્તવ્ય છે.



## પ્રકરણ ૩ જું.
## ભક્તોની અવસ્થાના ભેદ



આ ભરૂચી પ્રકરણને ઉપયોગી હોઇ પુષ્ટિમાર્ગમાં ગણાતા વૈષ્ણવોની અવસ્થાના ભેદનો વિચાર કરીએ પુષ્ટિ શબ્દ લાગુ પડે તે બધા આ સંપ્રદાયમાં ગણી આ ભેદ પાડવામાં આવ્યા છે. પુષ્ટિ વૈષ્ણવ એટલે પ્રભુના અનુગ્રહનું અવલંબન કરનારો વૈષ્ણવ સમાજ.

૧ પ્રવાહિ પુષ્ટિ—પોતાના ઐહિક અને પારલૌકિક સુખનો વિચાર એ પ્રવાહ લક્ષણ છે, અને પ્રભુના અનુગ્રહનું અવલંબન એ પુષ્ટિ લક્ષણ છે. આવી સ્થિતિમાં રહેલ વૈષ્ણવને પોતાના સુખની જ અપેક્ષા હોય છે, જેથી પ્રભુનો અનુગ્રહ કેવળ પોતાના સુખને માટે જ વિચારે છે

क આ સ્થિતિમાં રહેલાનો ઘણો ભાગ ફક્ત પુષ્ટિવૈષ્ણવ તરીકે પરંપરાની રીતે નામ નિવેદન લીધેલ હોય છે, પરંતુ લૌકિક પ્રવૃત્તિ અને સુખની અપેક્ષામાં એટલા બધા ગુંચાએલા હોય છે કે તેમને અન્યાશ્રય શું કે ધર્મ શું તેની કશી જીજ્ઞાસા નથી, તેથી દુઃખ વખતે ગમે તેવા અન્યાશ્રયવાળા બાધક પ્રયોગ કરવા પ્રવૃત્ત હોય છે.

ख લૌકિક સુખની અપેક્ષા પૂર્ણ હોય છે, વળી અન્યાશ્રય શું તે જાણે છે, છતાં સુખની અભિલાષાને લીધે દુઃખ વખતે ધૈર્ય રાખી શકતા નથી, જેથી અન્ય દેવાદિનું યજન તથા બીજા બાધક પ્રયોગો કરે છે, તેવા પ્રસંગે તેઓ પોતાની અશક્તિ જાહેર કરે છે. આવી રીતે અશક્તિને લીધે અન્યાશ્રય થાય છે. તેમનો ઉપજતી ગ્લાનીને લીધે ભવિષ્યમાં આ સ્થિતિમાંથી ઉદ્ધાર થઇ ચડીઆતી સ્થિતિમાં આવવા સંભવ છે.

ग કેટલાક બહારથી અનન્ય ગણાવાનો દાવો કરતા હોય, અને ભિતર સુખની અપેક્ષાના પ્રાધાન્યપણાને લીધે દુઃખ વખતે પોતાના ઘરના અન્ય માણસોથી અન્યાશ્રય કરાવવામાં પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે પ્રવૃત્ત હોય છે. આવી સ્થિતિવાળા કરતાં તેવી બાબતમાં પોતાની અશક્તિ જણાવનાર વધારે ચડીઆતા છે.

घ બીજા વૈષ્ણવો પર પરોપકાર કરવાનો દેખાવ કરી

ધાર્મિક ગ્રંથો છપાવી વેચવાનો ધંધો કરનાર, તથા પરોપકાર કરવાનો દેખાવ કરી ધાર્મિક માસિકોના તંત્રી થઇ પોતાના ખીસ્સા ભરનાર આ સ્થિતિમાં વધારે નીચા છે.

ઘ પરંતુ તેવો દેખાવ ન કરતાં ભગવન્નામના વિક્રય-દોષને જાણવા છતાં પરંપરાથી ચાલતો ધંધો છોડવાની અશક્તિને લીધે તેવો ધંધો કરતો હોય, અથવા ભાગવત વાંચી પોતાનું અને કુટુંબનું ભરણ-પોષણ કરતા હોય, તેવાઓ વિક્રયદોષ મટ્યા બાદ આ સ્થિતિ કરતાં ઉચ્ચ સ્થિતિમાં જવા સંભવ છે.

૨ મર્યાદાપુષ્ટિ—પોતાના ઐહિક સુખની ઇચ્છા નથી, પણ ઐહિક દુઃખના નિવારણની ઇચ્છા સહિત પારલૌકિક સુખના ઇચ્છાનું મુખ્યપણું હોય છે અને તેવું સુખ મેળવવા માટે દેશકાળાદિ સાધનોને મુખ્ય માને છે તે મર્યાદાપણું છે, અને તે સાથે નવધા સાધનભક્તિને અવલંબી પ્રભુના અનુગ્રહને પણ ગૌણ રીતે અવલંબે છે, એ પુષ્ટિલક્ષણ છે.

દેશાદિ સાધનમાં બીજા માર્ગના અવલંબનથી પ્રભુ સિવાય અન્ય દેવાદિકનો આશ્રય કરે છે. મહાલયમાં શ્રાદ્ધાદિ ક્રિયામાં પ્રીતિ સહિત પ્રવૃત્તિ અને લગ્નાદિમાં ગૃહશાંતિ, ગણપતિ સ્થાપન વગેરેમાં પ્રીતિ સહિત પ્રવૃત્તિ એ ઐહિક પારલૌકિક સુખની અપેક્ષાએ થતું હોવાથી તે મુખ્યપણાથી થાય છે, અને પ્રભુના અનુગ્રહને ગૌણપણું હોય છે.

૩ પુષ્ટિ પ્રવાહી—પ્રભુના અનુગ્રહને મુખ્ય માને છે, પરંતુ પંચપર્વા અવિદ્યાને પંચપર્વા વિદ્યા વડે તોડવાની અશક્તિથી

મનમાં પ્રવાહી રૂપ ઐહિક સુખની નિવૃત્તિ થઇ શકતી નથી, જેથી સંસારાસક્ત—અન્યાસક્ત હોય છે. પરંતુ તેમનામાં અન્યાશ્રય હોતો નથી. તેવાની આ પુષ્ટિ પ્રવાહમાં સ્થિતિ છે.

અનન્યવ્રતધારી ગણાતા ભરૂચીઓમાંના સેંકડે ૯૯ ટકા આ સ્થિતિમાં છે. તેમજ બીજા સમાજમાં પણ અન્યાશ્રયથી વર્જીત ભક્તો મધ્યેના સેંકડે ૯૯ ટકા આ સ્થિતિમાં છે.

ખરી રીતે આ સ્થિતિમાં પ્રવેશ થાય છે ત્યારેજ પુષ્ટિભક્ત તરીકે શરૂઆત થાય છે. શ્રી મહાપ્રભુજીએ શ્રોતાના ભેદદર્શક પંચપદ્યાનિ ગ્રંથ પ્રકટ કરેલ છે, ને ષોડશ ગ્રંથ પૈકીનો એક છે; તેમાં ક્લિન શ્રોતાના આવી સ્થિતિ વર્ણવી છે.

વક્તાઓ પૈકી જેઓ કેવળ પરોપકાર બુદ્ધિથી શ્રી મહાચાર્યજીની આજ્ઞા વીગેરે સમજાવવાનું કાર્ય કરે છે, બદલા તરિકે વૈષ્ણવો પાસેથી અથવા બીજી કોઇ પણ રીતે કાંઇ રકમ લેતા નથી તેઓ પૈકી અન્યાશ્રયથી વર્જીત હોય, પણ અન્યાસક્ત હોય તેઓ આ સ્થિતિમાં છે.

અનન્યભાવી ભક્ત હોય છતાં વિષયાસક્તિ ભક્તિમાર્ગમાં બાધક નથી, સાધક છે એવો બોધ કરનારની આ સ્થિતિમાં ગણના થઇ શકે નહિ. જો તેને દુ:સંગને લીધે અન્યથા જ્ઞાન થઇ જ્ઞાનદુષ્ટતા થવાથી તેવું સમજાયું હોય તેટલાજ પુરતું બીજાને એમ કહેતો હોય તો તો તે આ સ્થિતિમાં છેલ્લી પાયરીમાં ગણી શકાય, અને તેવા અન્યથા જ્ઞાનથી મૂકાયા પછીજ આ સ્થિતિમાં ચડે છે.

પરંતુ પોતાની ઇંદ્રિઓને પોષવા માટે આવા નીચ અજ્ઞાનમૂલક બોધથી બીજાને ફસાવવા વકતા બન્યો હોય, તો તેની પાખંડીમાંજ ગણના કરવી જોઇએ. અનન્યતા છતાં આ માર્ગમાં કોઇ પણ સ્થિતિમાં તેનો સમાસ થતો નથી. પાખંડની પ્રવૃત્તિથી નર્કમાં પડવા યોગ્ય થાય છે, પરંતુ અનન્યતાથી ભગવદ્ભજન કરતો હોવાથી, અને ભગવદ્ભજનને નર્ક વિરોધીપણું હોવાથી નર્કમાં ન પડતાં નીચ યોનીમાં પડે છે. (ભક્તિ પ્રકરણનો શ્લોક ૨-૩)

૪ પુષ્ટિ મર્યાદા—પ્રભુના અનુગ્રહની ઇચ્છા મુખ્ય છે, તેમજ સંસારના દુઃખથી મુકાવાની પણ પ્રબળ ઇચ્છા છે, છતાં દેશાદિ સાધનબળની મનમાંથી નિવૃત્તિ થઇ હોતી નથી જેથી માર્ગ મર્યાદાને જ વિશેષે કરી અવલંબે છે, તેવા ભક્તોની પુષ્ટિ મર્યાદામાં સ્થિતિ છે. શ્રીમહાચાર્યજી એ શ્રોતાના ભેદમાં આવા ભક્તોને મધ્યમ અધિકારી ગણેલા છે. આ ભક્તોને અન્યાશ્રય હોતો નથી તેમજ અન્યાસક્તિ પણ હોતી નથી.

૫ પુષ્ટિ પુષ્ટિ—પ્રભુના અનુગ્રહની ઇચ્છાજ ફક્ત છે, અને તે અનુગ્રહ પોતાના કોઇપણ પ્રકારના સુખ માટે નહિ, પણ સ્નેહપ્રાધાન્યથી પ્રભુના સુખમાં પ્રવૃત્ત થવાને ઇચ્છે છે, તેઓની આવી ઉત્તમ સ્થિતિ છે. આવી સ્થિતિવાળાને શ્રીમહાચાર્યજી શ્રોતાના લક્ષણમાં મુખ્ય અધિકારી ગણે છે.

૬ શુદ્ધ પુષ્ટિ—પુષ્ટિ માર્ગની ફલદશામાં આ સ્થિતિ થાય છે. કેવળ પ્રભુ ઇચ્છાનેજ અનુસરનાર પ્રભુના સુખમાંજ

આસક્ત હોય છે. પોતાના શ્રેયનો પણ મનમાંથી ખ્યાલજ જતો રહ્યો હોય છે. આવા ભકતો જીવનમુક્ત દશા ભોગવે છે તેઓ કોટિમાં પણ દુર્લભ છે. તેમને પ્રભુ મળવામાં વિલંબ થતો નથી. પ્રભુજ તેમની પાછળ ડોલતા ફરે છે. શ્રી ગોપીજનની આવી દશા હતી; શ્રીમહાચાર્યજીના સેવકો પૈકી પદ્મનાભદાસ, સૂરદાસ વીગેરે, શ્રીગુસાંઇજીના સેવકો પૈકી આશકરણ, છીતસ્વામી, માધવદાસ ખંભાતી, નાગભાઇ વીગેરે, અને શ્રી ગોકુલેશજીના સેવકો પૈકી દાદા નારાયણજીનું લગભગ આખું કુટુંબ ઉપરાંત સેંકડો ભકત આવી સ્થિતિમાં હતા. મધ્યકાળમાં મોટાભાઇજી, ભાઇચંદભાઇ, વીગેરે આવી સ્થિતિમાં હતા. હાલ પણ કોઇ હશે, પરંતુ આ લેખ લખનારને માલુમ નથી, જેથી જણાવી શકતો નથી.

———:*:———

આ પાંચમી અને છઠ્ઠી એ બે સ્થિતિ ભરરૂચિ ગણાય છે, તે મધ્યે પાંચમી સ્થિતિ એ ભરરૂચિનું પૂર્વરૂપ છે. તે સાધનભક્તિમાં ઉંચામાં ઉંચી કક્ષા છે. આ સ્થિતિમાં વ્યસનદશા થઇ જાય છે અને વિરહનો અનુભવ ભોગવાય છે. આ સ્થિતિની અંતે સંસારની તદન નિવૃત્તિ થઇ જઇ શુદ્ધ પુષ્ટિમાં પ્રવેશ થાય છે. આ વખતે દેહ વીગેરે સર્વ નવિનતા ધારણ કરે છે. આ સ્થિતિ એ ભરરૂચિની ઉત્તર સ્થિતિ છે.

પ્રકરણ બીજામાં કહેલ બંને અવલંબનનો વિચાર કરતાં પહેલા અવલંબનથી પહેલેથી ચોથી સ્થિતિ સુધીની પ્રાપ્તિ

થઇ શકે છે. બીજા અવલંબનથી શરૂથીજ ત્રીજી સ્થિતિમાં પ્રવેશ થાય છે, અને તે સ્થિતિથી ઉપર ચડતાં ચોથી સ્થિતિમાં પ્રવેશ ન થતાં પરમાર્થેજ પાંચમા સ્થિતિમાં પ્રવેશ થાય છે; કારણ કે ત્રીજી સ્થિતિમાં પણ તે ભક્તને સાધનમાં નિષ્ઠા હોતી નથી. પહેલા અવલંબનના અનુયાયિઓને પાંચમી અને છઠ્ઠી સ્થિતિમાં પ્રવેશ થતાં પહેલાં તેમને અવલંબનમાં ફેરફાર કરવો પડે છે.

આ બધી અવસ્થામાં દ્રવ્યશુદ્ધિના નિયમોમાં ફેરફાર થતો નથી. દ્રવ્યશુદ્ધિ એટલે દેહની શુદ્ધિ, પાત્ર વસ્ત્રાદિની શુદ્ધિ, અન્નાદિ સામગ્રીની શુદ્ધિ આ શુદ્ધિના નિયમ પ્રાચીન ઋષિઓએ જે માન્ય રાખ્યા છે તેમાં શ્રીમદાચાર્યજીએ કાંઇ ફેરફાર દર્શાવ્યો નથી રજસ્વલા અને સૂતકનો પણ દ્રવ્યશુદ્ધિમાંજ સમાસ થાય છે. હિંદુ સમાજ મધ્યેના બીજા સર્વ કોઇ કરતાં પુષ્ટિ સંપ્રદાયમાં આ દ્રવ્યશુદ્ધિ પર ખાસ વધારે ધ્યાન અપાય છે. પુષ્ટિ સંપ્રદાયમાં બંને સમાજ આના પર એક સરખા આગ્રહથી ધ્યાન આપે છે, છતાં બંને સમાજમાં કોઇ કોઇ અનાડી વ્યક્તિ પણ હોવા સંભવ છે. તેવી કોઇ અનાડી વ્યક્તિના અનાડીપણાથી આખા સમાજને ગાલીપ્રદાનથી દુષનારના અનાડીપણા વિષે ધિક્કાર દર્શાવવા ભાષામાં કોઇ શબ્દ મને જડતો નથી.

## પ્રકરણ ૪ થું.

## ભરૂચી સમાજના સેવ્ય સ્વરૂપની શ્રેષ્ઠતા વિષે

## પ્રમાણ વચનો

૧ શ્રીમહાચાર્યજીએ ભગવત્પીઠિકા ગ્રંથમાં લીલાભેદે સ્વરૂપભેદ છે, એમ જણાવી શ્રી કૃષ્ણ સ્વરૂપમાં રસાત્મક શ્રી કૃષ્ણ મહારાસમાં પ્રકટ થયા તે સર્વથી અધિક છે, એમ સ્પષ્ટ આજ્ઞા કરી છે.

૨ ષોડશ ગ્રંથ પૈકીના શ્રી કૃષ્ણાશ્રય ગ્રંથમાં શ્રી કૃષ્ણનો જ આશ્રય કરવા આજ્ઞા કરી છે. શ્રી કૃષ્ણ સ્વરૂપનો આશ્રય થયા બાદ લીલાભેદે સ્વરૂપભેદનું જ્ઞાન થતાં ચતુઃશ્લોકીમાં જણાવ્યા પ્રમાણે રસાત્મક શ્રી કૃષ્ણ-વ્રજાધિપ-શ્રી ગોકુલેશનેજ હૃદયમાં ધારણ કરવા આજ્ઞા કરી છે. મહારાસમાં પ્રકટ થયેલું સ્વરૂપ તેજ શ્રી ગોકુલેશ સમજવું.

૩ શ્રી ગુસાંઇજીએ કરેલ વિજ્ઞપ્તિ મધેના શ્લોકોનું નિરીક્ષણ કરી अनन्य गोकुलस्वामी, अनन्य कृत गोकुलः। વીગેરે. શ્લોકોનો ભાવ વિચારવો.

૪ શ્રી હરિરાયજીએ મૂલસ્વરૂપ શંકાનિરાકરણ નામે ગ્રંથ કરેલ છે, તે બ્ર. સ્તો સ. સાગર પૃષ્ઠ ૧૦૩ મે છે, તેના છેલ્લા ચાર શ્લોક અત્રે જણાવું છું.

मुख्य शक्तिस्वरूपं तु स्त्रीभावो हरि रुच्यते ॥
तत्र स्वयंशः पराशक्ति र्भावांशः कृष्ण शब्दितः ॥७॥
यथा हि सर्वभावात्मा कृष्णः साऽपि च तादृशी ॥
विशिष्ठस्यैव सर्वेषां कृष्णस्य हृदयस्थितेः ॥८॥
द्वयो र्मिलितयो र्वाच्यं मन्मथत्वमभेदतः ॥
द्विपत्रत्वाद्रसस्यावलंबने द्वैविध्यमुच्यते ॥९॥
एवं हि संशयः सर्वश्छेतव्यः प्रभुसंश्रितैः ॥
विशिष्टे गोकुलाधाशरूपे सर्वत्र सर्वथा ॥१०॥

આ સર્વ ઉપરથી એટલું તો જાણી શકાશે કે લીલાભેદે સ્વરૂપભેદને વિચાર કરતાં કેવળ શ્રી રસાત્મક કૃષ્ણ શ્રી ગોકુલેશ નામથી વર્ણવેલા છે, તેજ સ્વરૂપ સર્વોપર છે.

હવે તેજ શ્રી ગોકુલેશ શ્રી ગુસાંઇજીને ત્યાં ચતુર્થ સૂનુ તરીકે પ્રકટ થયા છે તે સંબંધી થોડાક પ્રમાણ વચને અત્રે જણાવાય છે.

૫ આ રસાત્મક શ્રી કૃષ્ણ શ્રી ગોકુલેશ સ્વરૂપને લલિતત્રિભંગી સ્વરૂપ પણ કહે છે. શ્રી ગુસાંઇજી લલિતત્રિભંગી સ્તોત્રમાં તે સ્વરૂપનું વર્ણન કરી છેવટના શ્લોકામાં જણાવે છે કે,—

श्रुत्याद्यगम्यं यद्रुपमल्पकेन मयाकथम् ॥
तन्निरूपवितुं शक्यस्तादीयत्वाद भवेदपि ॥५०॥

तथापि श्रीगोकुलेऽस्मिन्ना विर्भूतो विराजते ॥
अनन्यभक्तैरनिशं पीयते तत्सुधासवः ॥५१॥
समत्प्रभुः सदाऽहं तु तत्पदाजरसोस्मि वै ॥
तत्प्रभावाद्यथाशक्ति वर्णयाम्य विचारयन् ॥५२॥

આ ૫૧ મા શ્લોકમાં જણાવ્યું છે કે તે લલિતત્રિભંગી સ્વરૂપ હાલ આવિર્ભાવ થયા છે, અને તે આ શ્રી ગોકુલમાં પ્રકટ બિરાજે છે, અને અનન્ય ભકતોએ હમેશાં તેનાથી સુધાસવ પીવાય છે પ્રકટ બિરાજમાન સ્વરૂપ તે ચતુર્થસૂનુ શ્રી ગોકુલેશ, અને તેરાનાથી સુધાસવ પીનારા તે તેમના અનન્ય ભરરૂચિ (ભરૂચી) ભકતો; કારણ કે તેમના સિવાય બીજાના અનન્ય ભકતો થયાજ નથી.

ત્યાર પછીના પ૨ મા શ્લોકમાં તેજ પ્રભુજીને શ્રીગુસાંઇજી પોતાના પ્રભુ જણાવે છે.

૬ આ પ્રકટ થયેલા શ્રી ગોકુલેશના ૩૨ નામ દ્વાત્રિંશ ગોકુલાષ્ટક શ્રી ગુસાંઇજીએ કરેલ છે, તેનું વિવરણ સંસ્કૃત ભાષામાં કલ્યાણભટ્ટ મઠપતિએ શ્રી ગોકુલેશ ક્રિડા કલ્લોલ નામે ગ્રંથો કરેલા છે; તે પૈકી પ્રથમ કલ્લોલના ૬ થી ૩૭ તરંગ સુધીમાં કરેલું છે, તે જીજ્ઞાસુએ જોવું. અને તેના ૫૦ તરંગો પૈકી બાકીના મૂળ પુરૂષથી લઈ શ્રી મહાચાર્ય, શ્રી વિઠ્ઠલેશ અને શ્રી ગોકુલેશના પ્રાદુર્ભાવ સહિત વર્ણન છે તે જીજ્ઞાસુએ જોવું.

૭ શ્રી ગુસાંઇજીના દૌહિત્ર કૃષ્ણરાયે શ્રી ગોકુલેશના ૧૦૮ નામ પ્રકટ કર્યા છે તે તેમના સ્વરૂપ અને ગુણ તથા

લીલાષ્ટક છે તે જીજ્ઞાસુએ જોવાં.

૮ તમામ વૈષ્ણવો જે શિક્ષાપત્રોનું અહર્નિશ મનન કરે છે તે શિક્ષાપત્રોના પ્રકટકર્તા શ્રી હરિરાયજીએ શ્રી ગોકુલાષ્ટકપ્રકટ કરેલ છે. તેનો પ્રથમ અર્ધ શ્લોક—

उद्धर्तुं धरणितले निजबलेनैव स्वकीयान्जनान् ।
आविर्भूयात्तथा कृपापरवशः श्री विट्ठलालये ॥

આથી જણાશે કે ધરણીતલ પર શ્રી વિઠ્ઠલેશના ગૃહે કૃપાપરવશ શ્રીગોકુલેશ સ્વબળથીજ સ્વકીયજનોનો ઉદ્ધાર કરવાને આપ પ્રકટ થયા.

૯ શ્રી હરિરાયજીએ શ્રીગુરૂદેવાષ્ટક પ્રકટ કરેલ છે તેનું અવલોકન કરવાથી જણાશે કે શ્રી ગોકુલેશજીનું પ્રાકટ્ય સ્વતંત્ર સર્વોપર છે.

૧૦ શ્રી હરિરાયજીએ શ્રીમહાચાર્યજીના ૧૦૮ નામ પ્રકટ કર્યા છે, તેમાં એક નામ रसज्ञशिरोमणिः બિરાજે છે. તેમણેજ શ્રી ગુસાંઇજીના ૧૦૮ નામ પ્રકટ કર્યા છે તેમાં ઉપરના નામને મળતું परमरसज्ञः એ નામ બિરાજે છે. અને તેમણેજ શ્રી ગુરૂદેવાષ્ટકમાં શ્રી ગોકુલેશનું નામ रसिकंकारशिरोमणिः જણાવ્યું છે. આ ત્રણે નામથી જણાય છે કે શ્રીમહાચાર્યજી અને શ્રી ગુસાંઇજી કરતાં પણ શ્રી ગોકુલેશમાં શ્રી હરિરાયજીને વિશેષતાનું દર્શન થયું છે.

૧ શ્રી ગુંસાઇજી અને શ્રી હરિરાયજીને તો શ્રી ગોકુલેશની અનન્યભાવે ભક્તિ કરનારમાં ઉત્તમતા જણાઇ છે, પરંતુ

હાલ પુષ્ટિમાર્ગનો ઉદ્ધાર કરવાનો દાવો કરી પુષ્ટિપતાકા ફરકાવવાનો દંભ કરનાર વસંતરામ (અસંતરામ ?) ને તે રૂચતું નથી. વિદ્વતાના મદમાં તણાતાનો પુષ્ટિમાર્ગમાં પ્રવેશજ નથી તો પુષ્ટિમાર્ગમાં રહેલ ભક્તોને બોધ દેવાની ધ્વજા ફરકાવવામાં કેટલી દાંભિકતા છે તે સ્પષ્ટ જણાય છે. હજુ તે વસંતરામ (અસંતરામ) ને પોતાના નામની યોગ્યતા વિચારવી હોય અને પુષ્ટિમાર્ગના જીજ્ઞાસુ થઇ અભ્યાસ કરવો હોય, તો વિદ્વતાનો ફાંકો પડયો મૂકી ખુણે ખોંચરે રહેલા ભકતોની પાસેથી પુષ્ટિમાર્ગના રહસ્યનો અભ્યાસ કરે. વળી શ્રી હરિરાયજી કૃત "મુકિત દ્વૈવિધ્ય નિરૂપણ," "ભકિત દ્વૈવિધ્ય નિરૂપણ" "સ્વમાર્ગીય સાધન રહસ્ય," "સ્વમાર્ગીય રહસ્ય નિરૂપણ," "સ્વમાર્ગીય શરણ સમર્પણ સેવાદિ નિરૂપણ," પુષ્ટિમાર્ગ લક્ષણાનિ" વીગેરે પ્રમેય ગ્રંથોનો અભ્યાસ કરે.

તેમને એટલું પણ ભાન નથી કે વર્ણાશ્રમ ધર્મમાં જેટલી બ્રાહ્મણની ઉત્તમતા સ્વીકારી છે તેટલી ભક્તિમાર્ગમાં નથી. આમાં તો સ્નેહનું પ્રાધાન્ય હોવાથી ભકિતની ઉત્તમતા છે. એ વસંતરામ ઉર્ફે અસંતરામને તો વર્ણ મધેની ઉત્તમતાનો મદ છે ત્યાં સુધી ભક્તિમાર્ગમાં પ્રવેશ થઇ શકવો અશક્ય છે વળી મને તો શક છે કે ચિદ્રૂપ નામે કુદંડી જહાંગીરના વખતમાં થયેલો, તે તે વખતમાં પુષ્ટિમાર્ગને તોડવામાં નાસીપાસ થવાથી આ વખતે કાપટયથી પુષ્ટિમાર્ગના શાસ્ત્રીનો વેષ ધારણ કરી શકુનીવત્ પુષ્ટિપતાકા ફરકાવવાનો ઢોંગ કરી પુષ્ટિમાર્ગને હલબલાવવાજ જન્મ્યો હોય. પ્રથમ વ્યક્તિ પરત્વે નિંદાની

શરૂઆત કરી, બીજા મૌન્ય રહ્યા જાણી આખા ભરૂચી સમાજ પ્રત્યે નિંદાની પ્રવૃત્તિ કરી, તેમાં ગોસ્વામી બાળકોને પણ સંડોવવાનો પ્રયત્ન કર્યો. વિશેષ શ્રી ગોકુલેશજીનું પ્રાકટ્ય સ્વતંત્ર હોવા વિષે પણ શંકા ઉઠાવી એ બધા ચિદ્રૂપનાજ કૃત્યનું પુનરાવર્તન છે.

અબુધ વર્ગમાં એમ સમજાવવા પ્રયત્ન કરે છે કે શ્રી ગોકુલેશની મહત્તા માળાપ્રસંગ બાદજ ભરૂચીઓને જણાઇ. તે માળાપ્રસંગની તેમની બહાદૂરીથી મોહ પામી તેમને પ્રભુ તરીકે સેવવા માંડયા. તેને એ પણ ભાન નથી કે શ્રી ગોકુલેશે માલોદ્ધાર લીલા તો પોતાની ૬૯–૭૦ વરસની ઉમ્મરે કરેલ છે, પરંતુ તેમના અનન્ય ભક્તો તો તેમના પ્રાકટ્ય સમયથીજ છે.

શું શ્રીમહાચાર્યજીએ માયાવાદનું ખંડન કરવાથી જ તેમના અનન્ય ભક્તોને તેમની મહત્તા જણાઇ છે? શું દુતિત પતિતાદિના ઉદ્ધાર કરવાથીજ તેમન અનન્ય ભક્તોને તેમની મહત્તા જણાઇ છે? જેમ તેમના પ્રાકટ્ય સમયથી જ તેમની સહજ મહત્તા છે, અને તેમનું દર્શન થતાંની સાથેજ તેમાં આસક્તિ થઇ ગયેલી હોય છે, તેમજ શ્રીગોકુલેશ પ્રત્યે તેમના અનન્ય ભક્તોની આસક્તિ તેમના દર્શનથીજ થયેલી છે, અને તે તેમના પ્રાકટ્ય સમયથીજ છે. વળી તેમણે દરેક ગ્રંથોમાં પોતાનું સામર્થ્ય ન જણાવતા દૈન્યજ દાખવ્યું છે તેજ પુષ્ટિમાર્ગના શિક્ષણની મુખ્યતા છે. તેમની કૃપા વગર તેમનું સ્વરૂપ જાણી શકાય તેમ નથી.

આ અસંતરામ પુષ્ટિમાર્ગનુંજ ખંડન કરવામાં જેટલો પ્રવૃત્ત હાલ છે, તે કરતાં આગળ કેટલો આગળ વધે છે તે થોડી મુદતમાં જણાશે, ત્યાર બાદજ સર્વ પુષ્ટિસમાજની આંખ ઉઘડશે કે મારી શંકા ખરી છે કે ખોટી. તે અસંતરામ ગાદીપ્રદાનથી બીજાને ખુબ વધાવી હવે આરામ લેવાનું જણાવે છે, પરંતુ હવે પુષ્ટિમાર્ગના અનન્ય ભક્તો તેનો પીછો છોડનાર નથી. કારણકે તે ખરો દંભી છે એમ સમગ્ર પુષ્ટિસમાજની ખાત્રી કરી આપવાની જરૂર છે. તે કાર્યમાં જેટલી ઢીલ કે મંદતા દર્શાવવામાં આવે તેટલું તે દંભીને પોતાની ધારણમાં ફાવવાનું જોર મળે, માટે તે ક્ષમા ચાહે ત્યાં સુધી તેના સામી ચળવળ ચાલુ રાખવાની જરૂર છે,

તે અસંતરામ વૈષ્ણવોને શ્રાદ્ધ કરવાની ખાસ જરૂર બતાવે છે એ તેનું કેવળ અવૈષ્ણવત્વ બતાવે છે

નિબંધના સર્વનિર્ણય પ્રકરણનો ૨૩૮ માં શ્લોક–स्वधर्माचरणं शक्त्या એના પ્રકાશમાં સ્વધર્મ એટલે અગ્નિહોત્રાદિ એમ કહેલ છે, તેને આગળ કરી શ્રાદ્ધ અવશ્ય કરવા જણાવે છે; ન કરે તેને વામમાર્ગી કહે છે.

હવે તેનું આ કહેવું વાસ્તવિક છે કે દ્વેષમૂલક અને વૈષ્ણવોને ભગવદ્ વિષયમાંથી હેઠે પાડી કર્મમાર્ગી જડ બનાવવાના પ્રયત્નવાળું છે તે તપાસીએ.

જેમની ભગવત્સેવામાં પ્રવૃત્તિ છે તેમણે કર્મમાર્ગમાં કેવી પ્રવૃત્તિ રાખવી તે માટે સર્વનિર્ણય મધેનો શ્લોક ૨૭૦ મો અહીં જણાવું છું:—

कर्मणो ह्यपि बोधव्यं बोधव्यंच विकर्मणः

अकर्मश्च बोधव्यं गहना कर्मणो गतिः ॥

આ શ્લોકના પ્રકાશમાં શ્રીમહાચાર્યજી આજ્ઞા કરે છે કે "વિહિતમાં પણ વિચાર કર્તવ્ય છે કે શું ભગવદિચ્છા છે. જો કર્મ કરાવવાની ઇચ્છા હોય તો તે કર્મ કર્તવ્ય છે ને કરાવવાની ઇચ્છા નથી તો કર્તવ્ય નથી. તે પ્રમાણે વિકર્મમાં મુંગા રહેવામાં પણ સમજવું. કલિયુગમાં અગ્નિહોત્રાદિકજ કર્તવ્ય નથી એમ કહેલ છે, એ પ્રમાણે અહીં પણ વિચાર કર્તવ્ય છે કે અમુક કર્મ કરવામાં કે ન કરવામાં શું ભગવદિચ્છા છે તે પ્રમાણે નિષિદ્ધ કર્મમાં પણ વિચાર કર્તવ્ય છે. किं ब्रह्मणो हंतव्यो न हंतव्यो वेति ભગવદ ઇચ્છામાં હણવુંજ હીતકારી હોય જેમ મહાભારતમાં દ્રોણાદિનું-એવીજ કર્મની ગતિ ગહન છે. ફલ પણ दुर्निरूप्यमित्यथः" એમ કહે છે.

શાસ્ત્રો તો અભણને ઉઠાં ભણાવે છે. વળી ખાસ પુષ્ટિમાર્ગીયને માટે વિવેકધૈર્યાશ્રય ગ્રંથમાં આજ્ઞા કરી છે કે:—

अन्यस्य भजनं तत्र स्वतोगमन मेवच ॥

प्रार्थना कार्यमात्रेऽपि तनो निश्चिततां व्रजेत ॥

अर्थ—પ્રભુ સિવાય અન્યનું ભજન, પોતાથી ત્યાં ચાલીને જવું, અને કાર્યમાત્રમાં એટલે કોઇ પણ કાર્યમા તેમની પ્રાર્થના આ ત્રણેને નિશ્ચિંતપણાથી ત્યજવા. આમ સ્પષ્ટ આજ્ઞા કરી છે.

હવે ચિદ્રૂપ જે શ્રાદ્ધનું આવશ્યકપણું બતાવે છે તેમાં આ શ્લોકમાં બતાવેલ ત્રણ દોષ આવે છે કે કેમ? અને આવતા હોય છતાં શ્રાદ્ધ કરવાની હઠ બનાવવામાં તેનો અંગત હેતુ શું છે? વૈષ્ણવપણામાંથી હેઠે પાડવા, અને પૂર્વને ધારેલો હેતુ કાપટ્ય વેષદ્વારા પૂર્ણ કરવો એજ કે બીજો!!! વાહ તમારી અકલ! અને વાહ તમારી ફિલસુફી! જેની મતિ ખડ ખાવા ગઇ હશે તેનેજ તમારા કાપટ્ય વચન રૂચશે, અહીંતો લેને ગઇ પૂત અને ખોઇ આઇ ખસમ એવું પૂર્વે ચિદ્રૂપ વેષવત્ અત્ર પણ થશે, માટે જ્યાંથી રોટી ઉઘરાવી ખાતા હો ત્યાંથીજ ઉઘરાવી ખાઓ. હાલતો એજ.

---

## ભરૂચી ભાઇઓ પ્રત્યે બે બોલ

---

ભરૂચી સમાજ પ્રતિ વસંતરામે ( ઋસંતરામે ) જે નીચ પ્રહારો કર્યા છે અને તે પ્રહારો વડે અખણ્ડ પુષ્ટિમાર્ગના સિદ્ધાંતોનું ખંડન કરી તેને કચડી નાંખવાનો પ્રયત્ન કર્યો છે, વળી જે માર્ગમાં વર્ણ-ભેદમાં જણાવેલ ઉચ્ચ નીચપણાને સ્થાન નથી, ભક્તિમા-ર્ગમાં જાતિની ઉત્તમતા કે અધમતાના પ્રમાણમાં ભક્તિની ઉત્તમતા કે અધમતા છે જ નહિ. છતાં તેણે પોતાની ઉત્તમ

જ્ઞાતિના મ્હડથી અને પોતાની નીચવૃત્તિ વડે અખિલ વણિક કોમની લાગણી દુભાવી છે. આ સર્વનો ખ્યાલ કરી તમામ ભરૂચી સમાજને આ પેમ્ફલેટ દ્વારા એટલીજ વિજ્ઞપ્તિ કરવાની કે વસંતરામ જેવા કોઇ નીચ આક્ષેપો કરનારની વાણીથી ક્રોધાવેશમાં આવી કોઇએ પણ ધૈર્યનો ત્યાગ કરવો નહિ. વસંતરામ સિવાય બીજા કોઇ પણ પ્રત્યે શંકાની નજરથી જોઇ તેમને દુઃખ થાય તેવા વચનનો ઉચ્ચાર કરવો નહિ.

ચિદ્રૂપ જેવાના અત્યાચારોથી આપણાં વૃદ્ધોએ ડર્યા વગર ધર્મસહિત વર્તન રાખી પોતાની ઉત્તમતા બતાવી છે. તે આદર્શરૂપ તેમનું જીવન દ્રષ્ટિ સન્મુખ રાખી રહેવું. વસંતરામની સાથે પણ ન્યાયથી આપણા બચાવ પૂરતુંજ લડવું, જેથી તે પોતેજ બળહીન થઇ આપોઆપ ઝંખવાણો પડી જશે એ નિશ્ચય રાખવો.

ધંધુકા—<br>ફાગણ વદી ૪<br>સંવત. ૧૯૮૦

ગિરધરલાલ મુળજી શાહ.

# શું ભરૂચીઓમાં આપઘાત કરવાનો સિદ્ધાન્ત છે?

માનસ શાસ્ત્રનો એવો નિયમ છે કે અમુક કાર્યને ગમે તે પ્રકારે પણ સિદ્ધ કરવાનો દૃઢ સંકલ્પ કર્યા પછી તે આરંભેલા કાર્યમાં પોતાના કરતાં વધારે અનુભવ અને જ્ઞાનવાળા વિદ્વાનો ઉચ્ચ પ્રકારની દલીલોથી સમજાવે, અને પોતાનું કાર્ય જગતને તેમજ પોતાને પણ હાનિકારક હોઇ ત્યાજ્ય છે એમ સિદ્ધ કરી બતાવે, ત્યારે દુરાગ્રહી મનુષ્યો ક્રોધને શરણે જઇ પોતાનો કક્કો ખરોજ કરી બતાવવામાં પોતાની ઉત્તમતા સમજે છે, અને વિદ્વાન્‌ને શરણે જવામાં પોતાની હલકાઈ માને છે. આવા આવા પ્રકારનાં અભિમાની મનુષ્યો એક વખત ક્રોધને તાબે થતાં પોતાનો કેટલો વિનિપાત થાય છે તેની પણ દરકાર રાખતા નથી. ક્રોધનાં શા પરિણામો આવે છે તે વિષે શ્રીમદ્ ગીતાજીમાં આજ્ઞા છે કેઃ—

क्रोधाद्भवति संमोहः संमोहात्स्मृति विभ्रमः
स्मृति भ्रंशाद्बुद्धि नाशो बुद्धि नाशात्प्रणश्यति ॥

અર્થઃ—ક્રોધને લીધે સંમોહ થાય છે—કરવા ન કરવાનું ભાન ભૂલાય છે. અને સંમોહથી સ્મૃતિનો ભ્રમ થાય છે, અને સ્મૃતિભ્રમથી તેની બુદ્ધિ નાશ પામે છે, અને બુદ્ધિનો નાશ થતાં તેનો પોતાનો જ વિનાશ થાય છે.

વસંતરામને પણ ભરૂચી સમાજ પ્રત્યે કાંઇક અંગત દ્વેષને લીધે ક્રોધનો આશ્રય લેવો પડયો છે, એ તેમના

"સાંજ વર્તમાન"ના લેખો ઉપરથી સ્પષ્ટ પ્રતિત થશે. ક્રોધી મનુષ્ય જ્યારે હારી જવાની તૈયારીમાં હોય છે ત્યારે મરણીયો થઈ ફાવે તેવા અસ્ત્રો શસ્ત્રોનો ઉપયોગ કરવા માંડે છે, અને તેમ છતાં પણ ન ફાવે ત્યારે પોતાનાંજ શરીરને બચકાં ભરે છે. તેજ પ્રમાણે "ભરૂચીમાર્ગ શક્તિમાર્ગ છે છે—તે મત કપોલ કલ્પિત છે" એમ મિથ્યા સિદ્ધ કરવાનો પ્રયાસ કરવા જતાં વસંતરામને વિદ્વાનવર્ગ તરફથી ઠપકો મળવા લાગ્યો. ત્યારે તે સર્વની અવગણના કરી ફાવે તવી દલીલો તેમણે કરવા માંડી, અને છેવટે પુષ્ટિમાર્ગનાજ સિદ્ધાન્તો ઉપર પણ પોતે કુઠાર ચલાવવા મંડી પડયા અને આ રીતે પોતાના પ્રાકૃત સ્વરૂપમાં ભાઇ સાહેબ ખડા થઇ ગયા. તેમની દલીલનો એકજ દાખલો અહીં આપું છું.

"શ્રીમદ્ વલ્લભાચાર્યચરણના સિદ્ધાન્તના લોકવેદનો અવકાશ કેટલે અંશે છે, એ વિષયે વાદ કરવાની ઇચ્છા હોય તો શ્રીગોકુલેશના અનન્ય ભક્તોએ પરંપરાથી પરિપાલિત સિદ્ધાંત શ્રીમહાચાર્યચરણ પ્રોક્ત છે, અને તેથી ભરૂચી વૈષ્ણવો કોઇ પણ અંશે વામ નથી પરંતુ દક્ષિણ છે એ સિદ્ધ કરવા હું સજ્જ છું. આ વાદ કોઇ પણ અંશે વ્યક્તિ રક્ષણાર્થે નથીજ, પરંતુ કેવલ અનન્યતા સિદ્ધાન્ત પ્રતિપાદક છે" એમ જ્યારે રા. મગનલાલ શાસ્ત્રીએ લખી જણાવ્યું ત્યારે પરાજય ભીતિથી વસંતરામે તા ૧૬ મી ડીસેમ્બર ૧૯૨૩ ના 'ગુજરાતી'માં જણાવ્યું કે "આમ તદ્દન અસત્ય શા માટે લખો છો ? મેં કાંઇ અનન્યતાનો ઝગડો ઉઠાવ્યો જ નથી. × × શ્રીમદ્ વલ્લભાચાર્યજીના માર્ગમાં, લોક વેદના અવકાશની

ચર્ચા ઉભી થઇ જ નથી. ને તે વિશે મારે કંઇ પણ લખવું કે બોલવું નથી. માત્ર ધર્મને નામે ફેલાતી બદીનો નાશ કરવા માટે જ આ રસ્તો લેવો પડયો છે." આ પ્રમાણે લખી પોતે માત્ર વ્યક્તિગત દોષ શોધકજ છે એમ જણાવી દીધું; પણ પોતાના હૃદયમાં ભરૂચીસમાજને કોઇ પણ પ્રકારે ઉખેડી નાંખવાની દ્વેષવૃત્તિ રહેલી તે તો તેમણે કાયમ જ રાખી. અને ભાઈ સાહેબને જેમ જેમ વિદ્વાનોની મૌનવૃત્તિનો લાભ મળતો ગયો, તેમ તેમ પોતે ફાવે તેવાં દલીલો કરવા લાગ્યા. પણ છેવટે "શાસ્ત્રાર્થ કર્તવ્ય છે" એ શીર્ષક નીચે રા. મગનલાલ શાસ્ત્રીએ પોતાનું વક્તવ્ય કથી ભરૂચી અને નીમડીયા શાખાનું તારતમ્ય સમજાવી વસંતરામને ખુલ્લું આવ્હાન કર્યું, ત્યારે "ભરૂચી મત કપોલ કલ્પિત છે" એ શીર્ષક નીચે રા. મગનલાલ શાસ્ત્રીને વસંતરામ લખી જણાવે છે કે—"પુષ્ટિમાર્ગમાં લોકવેદને કેટલો અવકાશ છે એ સંબંધમાં એક સમર્થ પ્રત્યુત્તર ખુદ રા. મગનલાલજીને એક લેખકે "ગુજરાતી" માં જ કેટલાક વર્ષ પહેલાં આપ્યો તો અને પછીથી તેમને મૌન સ્વીકારીને છુપાઇ રહેવું પડયું હતું. વળી લોકવેદનો મુદ્દલે અવકાશજ ન હોય તો ભરૂચી મત ચોકખો વામમાર્ગજ છે એમ બધા કબુલી લેશે,' રા મગનલાલ શાસ્ત્રી છુપાઇ રહ્યા હતા કે કેમ ? તે તપાસવાનું આપણું કાર્ય નથી, કેમકે આ પ્રસંગે તો વસંતરામની દાનત રા. મગનલાલ શાસ્ત્રીને હલકા પાડવાનીજ હતી એમ આખા લેખ ઉપરથી સ્પષ્ટ તરી આવે છે;

પણ "લૌકિકવેદના અવકાશની ચર્ચા ઉભી થઇ જ નથી અને તે વિષે મારે કાંઇપણ લખવું કે બોલવું નથી" એમ વસંતરામે પ્રથમ જણાવ્યું હતું ત્યારે આ ચર્ચા કરવા કેમ મંડી પડયા ? એ સમજાતું નથી. તેમ જાણે કે પોતે શાસ્ત્રાર્થમાં જીતીજ ગયા હોય નહિં, એમ "બધા કબૂલી લેશે" એવી જાતની વાક્યચાતુરી વાપરીને પણ પોતાનું કાર્ય સાધવાનો પ્રયત્ન કર્યો. આ પ્રમાણે બન્ને લેખમાં એક બીજાથી વિરૂદ્ધ લખી છેવટે રા મગનલાલ શાસ્ત્રી સામે પણ તોછડાઇ વાપરવા માંડી. અને જે જે વિદ્વાનોએ તેમને તેમની ભુલ સમજાવવા માંડી તે તે સર્વને તેમણે ગાળોના વર્ષાદથી જ વધાવવા માંડયા. અને આ પ્રમાણે ક્રોધને શરણે જઇ પોતાની બુદ્ધિનો નાશ થયો છે એમ સાબીત કરતા ગયા તેમના લેખો પ્રથમથી છેલ્લે સુધી જો સૂક્ષ્મ બુદ્ધિથી તેમના વાક્યચાતુર્યથી તણાયા સિવાય વાંચવામાં આવશે તો હરેક ડાહ્યા માણસને ઉઘાડી રીતેજ સાબીત થઇ જ શે કે તેમની દલીલો એક બીજાથી વારંવાર વિરૂદ્ધ જ આવ્યા કરે છે અને તેમને જુઠાણાં ફેલાવીને પણ પોતાનું મનમાનતું કાય કરવું છે જ. તેમને પુષ્ટિમાર્ગને કે વૈષ્ણવોની પણ દરકાર નથીજ તેમને તો પોતાનો મોભ્ભો જ સાચવવો છે. આખા માર્ગમાં પોતાના કરતાં બીજો કોઇ વિદ્વાન્ નથીજ એમ તમામને મોઢે કહેવડાવવું છે. પણ આટલી આટલી મહેનત કર્યા છતાં કોણ જાણે શાએ કારણથી માર્ગમાં રા. મગનલાલ શાસ્ત્રીનીજ વિદ્વાન્ તરીકે પ્રશંસા થયા કરે છે ! ! !

વસંતરામે ભરૂચી સમાજને ઉખેડી નાંખવા માટે અનેક તર્ક વિતર્કો ઉઠાવ્યા છે. તે સમાજ તોડી નાંખવા માટે તેઓ હવામાં બાચકા ભર્યાજ કરે છે અને પુષ્ટિમાર્ગની ભાવનાને પણ કુચડી નાંખતી ફાવે તેવી જોડી કાઢેલી દલીલો કરી પોતાને રાજી રાખે છે. આ લેખમાં તેમની આવી એક દલીલનું જ વિવેચન કરીશું તેમની તમામ દલીલોનું ખંડન આ લેખમાં કરવાનું નથી કારણ કે જેમ જેમ તેમની દલીલોનું ખંડન થતું જાય છે, તેમ તેમ તેઓ પોતાના ભેજાંમાંથી નવી નવી દલીલો કાઢી અજ્ઞાન વર્ગને આડે માર્ગે દોરવા માટે પ્રયત્ન કરે છે તેથી અહીં તો તેમના એક જ તર્કનો નમૂનો આપી ઉત્તર આપીશું. તેમની બીજી દલીલોનું વિસ્તરશઃ ખંડન પ્રસંગાનું સાર " પુષ્ટિસુધા " નામના માસિકમાં " શું ભરૂચી વૈષ્ણવો વામમાર્ગી છે ? " એ શીર્ષક નીચે આપીશું.

" સાંજ વર્તમાન " માં એક પ્રાચીન કાગળ છપાવી વસંતરામ લખે છે કે ભરૂચીઓમાં આપઘાત કરવાનો રિવાજ છે. તે પત્ર કોઇ બાઇનો જુની શૈલીમાં લખાયેલો છે. કોઇ સ્નેહીને લખતાં તે બાઇ જણાવે છે કે અમુક અમુકે પ્રાણ ત્યાગ કર્યો છે, અને ફલાણું એ પણ એકાદ દિવસમાં દેહનો ત્યાગ કરશે એ જાણજો. હવે તે પત્રમાં " આપઘાત " કર્યો છે એ વિશેનું કોઇ જાતનું સુચન થતું નથી. તેમજ " આપઘાત " શબ્દ પણ આખા પત્રમાં આવતો નથી.

આપઘાત કરવાનું શું કારણ ? કોઇ રોગના પ્રભાવે તેઓનું મરણું નીપજ્યું છે કે કેમ ? તેમણે આપઘાત કરવા માટે શા ઉપાયો યોજ્યા છે ? જીભ કચડી છે કે ગળે ફાંસો ખાધો છે ? કે કુવામાં કે અન્ય જળાશયમાં કુદકો માર્યો છે ? કે ભગવદ્ભજનની ધુનમાં તેમને મૂર્છા વળી જવાથી તેમના પ્રાણ ચાલ્યા ગયા છે ? આવા અનેક પ્રશ્નોનું પણ સૂચન તેમાં નથી. તેથી એવા પ્રાચીન પત્ર ઉપરથી કઈ રીતનો તર્ક બાંધવો એ સમજાતું નથી. તેથી ગમે તે તે પ્રકારનો તર્ક બાંધી શકાય, અને વસંતરામ પોતાની ભાવના પ્રમાણે તેમણે આપઘાત કર્યો છે એવા પ્રકારનો તર્ક બાંધે તો આપણાથી કે ભરૂચીઓથી તેમને ગળે ડુચો દઇ શકાય એમ નથી. તેમણે કદાચ આવો તર્ક બાંધતા પહેલાં "પુષ્ટિ સૃષ્ટિનું સર્વજ્ઞપણું" ધારણ કરનાર તેમના મિત્રની સલાહ લીધી હશે ! ! !

પણ ધારો કે પત્રમાં જણાવેલા ભરૂચીઓએ આપઘાત કર્યા છે; તો તેટલા મનુષ્યોએ ગમે તે કારણને લીધે— કોઇ લૌકિક કારણને લીધે કે અલૌકિક કારણને લીધે— તે કાર્ય કર્યું હોય, તો પણ એથી કાંઇ સિદ્ધાન્ત તરીકે પ્રતિપાદન થઇ શકે છે કે તમામ ભરૂચીઓ આપઘાતને જ સ્વસિદ્ધાન્ત તરીકે લેખે છે ? સિદ્ધાંત તરીકેજ જો તેઓ માનતા હોયતો અત્યારના તમામ ભરૂચીઓ આપઘાત કેમ કરતા નથી ? તેમજ પ્રાચીન તમામ ભરૂચીઓએ આપઘાત કરેલો જ એમ શું વસંતરામ કહી શકશે. ? જો આપઘાતજ કરવો એ ભરૂચીઓનો સિદ્ધાન્ત છે એમ વસંતરામને પ્રતિ-

પ્રાકન કરવુ હોય તો તમામ ભરૂચીઓ આપઘાત જ કરીને મરણ પામે છે એમ પણ સાબીત કરવું પડશે. તેમજ કેટલી ઉમ્મરે અને કયા સંયોગોમાં તેમને આપઘાતનો સિદ્ધાન્ત પૂર્ણ કરવાનો છે એમ પણ વસંતરામને સિદ્ધ કરવું જ જોઇએ.

ખરી રીતે તો આવી આવી દલીલો કરી ગમે તે પ્રકારે પણ વસંતરામને ભરૂચીઓને હલકા પાડવાની જ ફાનત છે. તેઓ વામમાર્ગી છે, તેઓ આપઘાત કરે છે, ઇત્યાદિ દલીલો કરી તેમને સતાવવાનુંજ કાર્ય કરવું છે. અને " મે મરૂં પણ તુંજેકું તો.......કરૂં " એ કહેવત અનુસાર માર્ગનાં પ્રચલિત રહસ્યનું પણ ખંડન કરીને ગમે તે પ્રકારે ભરૂચીઓને સતાવવાનો તેમણે દૃઢ સંકલ્પ કર્યો છે.

ખરી રીતે તો સ્નેહમાર્ગ-પ્રેમમાર્ગની વાતજ ન્યારી છે. સ્નેહ વસ્તુ જ એવી છે કે જેના ઉપર સ્નેહ હોય તેનો વિયોગ કેટલાકથી સહન થઇ શકતો નથી, જ્યારે કેટલાક એ વિપ્રયોગ અવસ્થામાં પણ સ્નેહીનું ભજન થતું હોવાથી સ્નેહી સાથેની સંયોગાત્મક અવસ્થા કરતાં પણ વિપ્રયોગાત્મક અવસ્થામાં સંયોગરસનું વધારે આસ્વાદન કરે છે. આથી જ કરીને શેરીઓ અને જુલીએટ તેમજ લયલાં અને મજનુનની વાર્તામાં એકના પ્રાણનો ત્યાગ સાંભળતાં અન્યે પ્રાણનો ત્યાગ કર્યો એમ લૌકિક વાર્તામાં પણ આપણે સાંભળીએ છીએ. અલૌ-કિક બાબતમાં પણ તેમજ થયાનાં અનેક દૃષ્ટાન્તો છે. શ્રીકૃષ્ણ પરમાત્માના સ્વધામ પધાર્યાનાં ખબર સાંભળતાં જ કુંતા

માતાજીના પ્રાણ એકદમ ચાલ્યા ગયા, એમ શ્રીમદ્ ભાગવતમાં પણ શ્રવણ થાય છે. एकांत भक्त्या भगवत्यधोक्षजे निवेशिता त्मोपरराम संसृतेः (૧-૧૫-૩૩) અર્થ:-કુંતા માતાજી પણ અધોક્ષજ એવા ભગવાનને વિષે એકાંત ભક્તિથી મનને જોડીને પોતે સંસારથી વિરામ પામ્યા અર્થાત દેહનો ત્યાગ કર્યો. (देहं जहौ इति श्रीधरः) રાસપચાધ્યાયીમાં પણ શ્રીકૃષ્ણ ભગવાને મુરલિકાના નાદ વડે ગોપીજનોનું આહ્વાન કર્યું તે પ્રસંગે જે અન્તર્ગૃહગતા ગોપિકાઓને બહાર નીકળવાનો પ્રસંગ ન મળ્યો તે ગોપિકાઓએ ભગવાનનું ધ્યાન ધર્યું અને સ્વતઃ મોક્ષને પ્રાપ્ત થઈ— "मुक्ता जाताः—"

जहु गुंणमयं देहं सद्यः प्रक्षीण बन्धनाः

(૧૦-૨૯-૧૧)

જેમનાં કર્મબન્ધનો નાશ પામ્યાં છે એવી તેઓએ ગુણમય દેહનો ત્યાગ કર્યો.

માર્ગની પ્રચલિત વાર્તાઓમાં પણ એવી વાર્તાઓ છે કે માર્ગની ગુપ્ત વાર્તાઓ મ્લેચ્છાદિક અન્ય માર્ગીય પાસે કહેવાનો પ્રસંગ આવે તે વખતે તે વાર્તાનું રહસ્ય તેમની પાસે ખુલ્લું કરવા કરતાં અનેક ભગવદ્ ભક્તોએ પ્રાણત્યાગ કરવાનું ઉચિત ધાર્યું છે. નંદદાસજી અને રૂપમંજરીની વાર્તા પ્રસિદ્ધજ છે. "નંદદાસ ગાવત તહાં નિપટ નિકટ" એ કીર્તનની લીટીઓ પાદશાહના [illegible] પડવાથી તેનું રહસ્ય સમજાવવા નંદદાસજીને તેમણે આગ્રહ કર્યો, ત્યારે અન્ય માર્ગી પાસે માર્ગની વાર્તા કેમ કહી જાય તે

ઉદ્દેશથી નંદદાસજીએ સ્વતઃ પ્રાણત્યાગ કર્યો છે. અને તેમના પ્રાણત્યાગની વાત સાંભળતાંજ રૂપમંજરીએ પણ વિપ્રયોગ ઉત્પન્ન થતાં સ્વદેહનો ત્યાગ કર્યો છે, એ બસોબાવન વૈષ્ણવની વાર્તામાં પ્રસિદ્ધ છે તેમજ જ્યારે શ્રી ગોકુલનાથજીએ નિત્યલીલામાં પધારી આસુરવ્યામોહ લીલા કરી, ત્યારે જુદા જુદા ગામેથી આપશ્રીનાં અંન્તરંગ ૭૮ ભગવદ્ભકતોએ સ્વતઃ પ્રાણત્યાગ કર્યો હતો. તેમાંના કેટલાક ભગવદ્ભકતોએ તો શ્રી ગોકુલનાથજીની આસુરવ્યામોહ લીલાના સમયેજ દેહ મુકી હતી. તારના થાંભલાઓ તે વખતે ઉભા નહોતાજ છતાં પ્રેમના તારો તો ચાલતાજ હતા પ્રેમ—સ્નેહની વાતજ ઓર છે. આઉપરથી સિદ્ધ થાય છે કે સ્નેહીનો વિપ્રયોગ સહન ન થતાં અથવા માર્ગની રહસ્ય વાર્તાને માત્ર ગુપ્ત રાખવાને ખાતર જ અનેક ભગવદ્ભક્તોએ સ્વપ્રાણનો ત્યાગ કર્યો છે અને આવી પ્રણાલિકા પુષ્ટિમાર્ગની પણ છે. કેટલાક ભગવદ્ભક્તોને તો શ્રીઠાકુરજીએજ સ્વતઃ લીલામાં પ્રવેશ કરાવ્યાની હકીકતો માર્ગમાં પ્રસિદ્ધ છે. શ્રીઠાકુરજીના નિત્ય લીલાના દર્શન કરતાં જ અનેક યુગની વિરહની ભાવના થતાં અનેક ભગવદ્ભક્તોએ પ્રાણત્યાગ કર્યો છે.

આ પ્રમાણે વિપ્રયોગની ભાવના ઉદ્દીપન થતાં, કે માર્ગની ગુપ્ત મર્યાદા સાચવવા ભગવદ્ભકતોનાં પ્રાણો તેમના દેહને મૂકીને ચાલ્યા ગયાના દૃષ્ટાંતો છે, તેમ કેટલાક ભગવદ્ભકતોને તો શ્રીઠાકુરજીની આજ્ઞા થતાં, કે પોતાનું કાર્ય સિદ્ધ થતાં, વૈરાગ્યની ભાવના ઉદ્દીપ્ત થતાં, તેઓએ શ્રીયમુ-

નારજીમાં પ્રવેશ કરીને, કેટલાકે જીભ કચડીને, કેટલાકે પવિત્રમાં જઇને પ્રાણત્યાગ કર્યો છે તેના પણ દ્રષ્ટાંતો જડી આવે છે. તેમાં સ્નેહની કે વૈરાગ્યની ઉત્તમ મધ્યમ કનિષ્ઠ પ્રયોજન રૂપ છે. કુંતાજીએ શ્રીકૃષ્ણના સ્વધામ પધાર્યાની વાત અર્જુન પાસેથી સાંભળતાંજ પ્રેમના આવેશને લીધે તેમના પ્રાણો ચાલી નીકળ્યાં; પણ દારૂક નામના સારથિ પાસેથી વસુદેવ તથા ઉગ્રસેન આદિએ શ્રીકૃષ્ણના સ્વધામ પધાર્યાના દુઃખદાયક સમાચાર સાંભળ્યા ત્યારે "દેવકી; રોહિણી અને વસુદેવ શોકાતુર થઇને ભાન વિનાનાં થઇ ગયાં અને ભગવાનના વિરહથી તેઓએ આતુર થઇને પ્રાણોનો ત્યાગ કર્યો અને સ્ત્રીઓએ પોતાના પતિઓને આલીંગન કરીને ચિતામાં પ્રવેશ કર્યો

प्राणांश्च विजहुस्तत्र भगवद्विरहातुराः ।
उपगुह्य पतींस्तात चितामारुरुहुः स्त्रीयः ॥

આ પ્રમાણે સ્ત્રીઓએ ચિતામાં પડીને પણ પ્રાણોનો ત્યાગ કર્યો હતો.

પ્રથમ સ્કંધમાં તેરમા અધ્યાયમાં વિદુરના ઉપદેશથી ધૃતરાષ્ટ્ર પત્ની સાથે ઉત્તર દિશા તરફ-હિમાલય તરફ ચાલી નીકળ્યા હતા અને તેમને ન જોવાથી યુધિષ્ઠિરને અત્યંત ખેદ થયો, ત્યારે નારદજીએ ઉપદેશ આપી તેમને સમજાવ્યા હતા અને જણાવ્યું હતું કે "હે રાજન્! તેમનાં દર્શન કરવાની તમારી ઇચ્છા હશે તો તે પણ વ્યર્થ જશે, કેમકે આજના દિવસ પછી પાંચમાં દિવસે પોતાનો

શરીરને છોડશે અને તે શરીર ભસ્મ થશે. અગ્નિથી માણુંસ સા સહિત પતિનો દેહ બળવા લાગશે ત્યારે બહાર રહેલ તેમ ાં ધર્મપત્નિ સાધ્વી ગાંધારી પોતાના પતિની પાછળ તે અગ્નિમાં પ્રવેશ કરશે.' તેમજ પંચમ સ્કંધમાં પણ ઋષભ-દેવજીએ પણ ચંચળ મનનો વિશ્વાસ ન રાખતાં કુટક.ચલના ઉપવનમાં દાવાનળમાં પોતાના દેહને બાળી નાંખ્યો હતો. શું આ તમામ આપઘાતનાં સ્વરૂપ સમજવાં ? આ પ્રમાણે પ્રેમના સ્વરૂપને અલગ રાખીએ તો પણ વેદાદિ સાધન માર્ગે ચાલીને પણ અનેક પરમહંસોએ અપકારજનક પોતાના દેહનો ત્યાગ કર્યો છે. નીચેનાં શ્રી સુબોધિનીજી શું આપઘાતનો સિદ્ધાન્ત પ્રતિપાદન કરે છે ?

विषयदोष दर्शनेन वैराग्य विवेकोत्पत्तौ अग्रिम बाधा भावाय वृक्षधर्मत्वादयं देहस्तत्रत्यक्तव्यो यत्र त्यक्तं कोऽपि न जानाति । अपरित्याग दशा यामेवा-स्यापकार जनक त्वात् । परित्यागो हि भर्जनवत् बीजस्य अंकुरोत्पत्तौ प्रतिबंधकः तावदयं रक्ष्यः यावत् स्वस्य कार्यं सिद्धयंति सिद्ध कार्ये त्यक्तव्यः ।

અર્થ:—વિષયોમાં દોષના દર્શન વડે વૈરાગ્ય વિવેકની ઉત્પત્તિ થતાં અગ્રિમ બાધાના અભાવને માટે આ દેહને વૃક્ષધર્મત્વ હોવાથી ત્યાં છોડવો કે જ્યાં કોઇ પણ જાણે નહીં. દેહની અપરિત્યાગ દશામાં જ તે અપકારજનક છે. શેકેલું બીજ અંકુર ઉત્પત્તિમાં જેમ પ્રતિબંધક છે તેમ આ દેહનો પરિ-

ત્યાગ પણ સમજવો. પોતાનું કાર્ય સિદ્ધ થાય ત્યાં સુધી દેહની રક્ષા કરવી અને કાર્યની સિદ્ધિ થયે તેનો ત્યાગ કરવો

વળી આગળ દેહના ત્યાગને પ્રથમ પક્ષ તરીકે મૂકીને તે કક્ષાને પણ સમજાવી છે:—

देहेन्द्रियादिकं न्मअज्ञादन्यार्थं विनियुज्य तैः सर्वस्व नाशे तत्त्यागः प्रथम पक्षः । प्रथमतः एव भोगार्थमकृत्वा यादृशैरपि तादृशैर्वाक्यैः तृष्णाभावाय जातवैराग्यः तेन येहादिना भगवंतं सपरिकरं ज्ञात्वा तं हृदि स्थाप्य देहत्यागेच्चां परित्यज्य तेन दुर्लभं भगवत्स्मरणं कुर्वाणः गृहस्य बाधकत्वात् पुनः संबंधाभावाय प्रव्रजेत् स सर्वेभ्यः प्राणिभ्यः उत्तमः । અર્થ.—દેહ, ઇન્દ્રિયો વગેરેનો અજ્ઞાન વડે અન્યાર્થ વિનિયોગ કરીને તેમનાથી સર્વસ્વનો નાશ કરવા કરતાં તેનો ત્યાગ કરવો એ પ્રથમ પક્ષ છે. પ્રથમથી જ તેમનો વિનિયોગ ભોગાર્થ ન કરીને ગમે તેવાં પણ વાકયો વડે તૃષ્ણાના અભાવને માટે જે મનુષ્યને વૈરાગ્ય ઉત્પન્ન થયો છે, તે દેહાદિ વડે પરિકર સહિત ભગવાનનું જ્ઞાન પ્રાપ્ત કરીને હૃદયમાં સ્થાપન કરીને દેહત્યાગની ઇચ્છાનો પરિત્યાગ કરીને દેહાદિક વડે દુર્લભ ભગવત્સ્મરણ કરતો ગૃહને બાધકપણું હોવાથી ફરીને તેના સંબંધના અભાવને માટે સન્યસ્ત થઇ બહાર જાય તે સર્વ પ્રાણિઓ કરતાં ઉત્તમ છે.

અહીં કઇ કક્ષા ઉત્તમ છે અને કઇ હલકી છે તે વિષે વિચાર કરવાનો નથી. માત્ર એટલું જ સિદ્ધ કરવાનું છે કે અજ્ઞાન વડે દેહેન્દ્રિયોનો અન્યાર્થ વિનિયોગ થવાથી સર્વસ્વનો નાશ થવા પામે તે કરતાં દેહનો પરિત્યાગ ઇષ્ટ છે એમ વેદાદિ સચ્છાસ્ત્રો પણ પ્રતિપાદન કરે છે અને તે કક્ષા પણ ધર્મ શાસ્ત્રોમાં વર્ણવેલી છે. તેથી તે પ્રમાણે દેહનોપ રિત્યાગ પણ વામ નથી જ.

વળી તત્ત્વજ્ઞાનીને તો આત્મહત્યા—આપઘાત એ શબ્દ જ વદતો વ્યાઘાત છે. આત્માની હત્યા કોણ કરી શકે છે? " नैनं छिन्दन्ति शस्त्राणि नैनं दहति पावकः " ઇત્યાદિ શ્રીમદ્ ભગવદ્‌ગીતાજીનાં વાક્યો આત્માનું અમરત્વ સિદ્ધ કરે છે. તેથી આત્મહત્યા શબ્દ જ વિચિત્ર છે, તેમજ જે માર્ગમાં ઇશ્વરની ઇચ્છાને જ પ્રાધાન્ય આપવામાં આવે છે ત્યાં આપ-ઘાત–આત્મહત્યા એ શબ્દોને સ્થાન જ ક્યાં છે? દેહાદિનો ત્યાગ પણ શ્રીકૃષ્ણ પરમાત્માની ઇચ્છાને જ અધીન છે. " તેજ ઇશ્વર પ્રાણીમાત્રનું પરસ્પર પાલન કરાવે છે, અને નાશ પણ તેજ કરાવે છે " ઇત્યાદિ વચનો શ્રીમદ્ ભાગવતમાં છે અને વેદાદિ સર્વ ગ્રન્થોમાં તેજ પ્રભુની ઇચ્છાને આ અખિલ જગત્ વશ છે. તેમની ઇચ્છા વિના આ જગત્‌માં એક કાંકરો પણ ખસતો નથી, ઇત્યાદિ તત્ત્વદૃષ્ટ ડગલે ને પગલે તરી આવે છે; તો ભરૂચીઓએ આપઘાત કર્યો કેવી રીતે?

તેમાં શ્રી પ્રભુની ઇચ્છા નહોતી ? શ્રી પ્રભુની ઇચ્છાને અવ-લંબીને જે કાર્ય થાય તે વામ કહેવાય જ શી રીતે ?

સારાંશ કે કેટલાક ભગવદ્ભક્તો નિત્યલીલામાં રમણ કરનાર શ્રીકૃષ્ણચંદ્રની આજ્ઞા થવાથી, કેટલાક ભક્તોને પોતના સ્વામી શ્રી પ્રભુના વિયોગનું દુઃખ સહન ન થવાથી, કેટલાકને માર્ગની ગુપ્ત વાર્તા અન્યમાર્ગિ પાસે પ્રકટ કરવાનો પ્રસંગ પ્રાપ્ત થતા, કેટલાકને શ્રીકૃષ્ણચંદ્રની નિત્યલીલાનાં સાક્ષાત્ દર્શન થવાથી વિપ્રયોગાત્મક અગ્નિ ઉદ્દીપન થતાં, કેટલકને વૈદિક મર્યાદાનું પાલન કરતાં તીવ્ર વૈરાગ્યની લાગણી ઉત્પન્ન થવાથી—એમ અનેક પ્રકારે અનુભવ થવાથી તેઓએ સ્વતઃ એકદમ, અથવા શ્રી યમુનાજીમાં પધારીને, જીભકચડીને કે અગ્નિમાં પડીને પોતપોતાના ઉત્તમ, મધ્યમ, હીન અધિકારાનુસાર સ્વીકીય દેહનો પરિત્યાગ કર્યો છે. તેમાં સ્નેહની અવસ્થા અને વેદાદિ મર્યાદાની અવસ્થા એમ બે ભેદ સ્પષ્ટ તરી આવે છે. આ પ્રમાણે ઉચ્ચ ભાવોમાં કપોલ કલ્પિત તર્કવિતર્કો કરી જે ઇતિહાસ પ્રાચીન સમયનો છે, અને જેમાં મનુષ્ય તર્કને સ્પષ્ટ ઉત્તર મળે તેવી નિર્ણયાત્મક દલીલો નથી તેમાં તર્કો કરી પોતાની જ્ઞાનદુષ્ટતા પ્રસિદ્ધ કરવી જોઇએ નહિ. સ્પષ્ટ તર્કો કરવાને સબલ કારણો પ્રાપ્ત થતાં ન હોય તેવી સંદિગ્ધ બાબત હોય ત્યારે તો માર્ગની ભાવનાને કચડી નાખે તેવા તર્કો

કરવાં, તે શાસ્ત્રને પ્રમાણ માનનાર શાસ્ત્રીને ઘટિત નથી જ; પણ અમે તો એમ માનીએ છીએ કે " વિદ્યાગુરૂનો દ્રોહ કરીને શિષ્યની વિદ્યાની અવિચલ સ્થિતિ ક્વ પણ દૃષ્ટશ્રુત નથી જ " એ રા. મગનલાલ શાસ્ત્રીજીની ઉક્તિ પ્રમાણે ગુરૂનો દ્રોહ કરનાર વસંતરામની વિદ્યા નષ્ટ થતાં તેમને મતિભ્રમ થયો છે એ સ્પષ્ટ તરી આવે છે.

"પુષ્ટિસુધા" ઓફીસ<br>ધંધુકા શ્રા. શુદ ૧૧ } ઉજમશી બાપુલાલ કાપડીઆ બી. એ.

——— :*: ———

# શ્રી ભરૂચી સિદ્ધાન્તો પુષ્ટિમાર્ગને મળતાજ છે.

અધુના કેટલોક વખત થયાં ભરૂચી ઝઘડો વર્તમાન-પત્રોમાં ચઢ્યો છે, અને બન્ને પક્ષ સિદ્ધાન્તોનો વિચાર કર્યા વિના અંગત અને અમુક વ્યક્તિનાજ અ ચાર દોષોને સિદ્ધાન્ત માની દ્વેષમૂલક આક્ષેપો કર્યા કરે છે રા વસંત-રામ આ બધાના નાયક છે. તેઓ પોતાના જાતિસ્વભાવ પ્રમાણે રા. મગનલાલ શાસ્ત્રીએ ભરૂચી સિદ્ધાન્તોને પુષ્ટિમાર્ગ સાથે જે સૂક્ષ્મતાથી "ગુજરાતી" પત્રમાં નિર્દેશ કરેલા, તેનું ખંડન કર્યા વિના યદ્વા તદ્વા આગળ પાછળની અંગત ચર્ચા ઉભી કરી બકવાટ કરી રહ્યા છે. રા. વસંતરામ એમ સમજે છે કે પુષ્ટિ સંપ્રદાયના ઉદ્ધારનો ઇજારો એમને એકલાનેજ આપેલો છે, પરંતુ તેમની આ લડતની નિર્મૂલતા એટલા ઉપરથીજ પ્રતીત થાય છે કે હજુ સુધી કોઇપણ સંપ્રદાયના ધુરંધર આચાર્યોનો કે સુપ્રસિદ્ધ વિદ્વાનનો એમને જાહેર રીતે ટેકો મલ્યોજ નથી. આ ઉપરથી એમ માનવાને સબલ કારણ પ્રાપ્ત થાય છે કે પુષ્ટિ સંપ્રદાયને ભરૂચીઓ સાથે સિદ્ધાન્તમાં વિરોધ છે જ નહિ. અમુક વ્યક્તિના આચારો ગમે તેવા હશે પણ તેથી કાંઇ સિદ્ધાન્તને બાધ થતો નથી વ્યક્તિગત દોષ સર્વમાં રહેલો છે. અમુકના દુષ્ટ આચરણને સિદ્ધાન્ત માની તેનું ખંડન કરવા પ્રવૃત્ત થવું એ અજ્ઞાનતા છે. આ લેખમાં રા. મગનલાલની શ્રેણીથીજ બન્ને સિદ્ધાન્તોની તુલના કરવામાં આવે છે, તે ઉપરથી તટસ્થને પણ સ્પષ્ટ પ્રતીત થશે કે

ભરૂચી સિદ્ધાન્તો પુષ્ટિમાર્ગને મલતાજ છે, અને રા. મગન-લાલે કથન કરેલું કે ભરૂચી સિદ્ધાન્ત પુષ્ટિમાર્ગનો શાખા ધર્મ છે એ અક્ષરશઃ સત્ય છે.

(૧) રા. વસંતરામ આધુનિક બાળકોને પણ પૂર્ણ પુરૂષોત્તમ સ્વરૂપે માને છે અને વારંવાર પોતાના ઉપદેશમાં તે જણાવે છે. દયારામભાઈની સુપ્રસિદ્ધ કડીઓ પણ લલકારે છે. " શ્રી વલ્લભના કુળમાં સર્વે શ્રી વલ્લભરૂપ " આમ સર્વત્ર તેઓ મહારાજોને પૂર્ણ પુરૂષોત્તમ સ્વરૂપ માનવા મનાવવાનો ઉપદેશ કરી રહેલાં છે, અને તેની વિરૂદ્ધ ભાવ-વાળાને ભ્રાન્ત માની તેઓની ભરમાળી વાણીથી દૂર રહેવાનું સૂચવે છે, તો તેજ રા. વસંતરામના ઉપદેશાનુસાર હું તેમને પૂછું છું કે જેઓ શ્રી ગોકુલનાથજીને પૂર્ણ પુરૂષોત્તમ સ્વરૂપ માને છે તેમાં તેઓ શું સિદ્ધાન્ત વિરૂદ્ધ આચરણ કરે છે ? તમે શ્રી ગોકુલનાથજીને કેવા માનો છો ? પૂર્ણ પુરૂષોત્તમ સ્વરૂપે નહિ માનતા હો તો તમારો ઉપદેશ નિરર્થક છે. જ્યારે આધુનિક ગોસ્વામિ બાળકો પણ તમારે મતે પૂર્ણ પુરૂષોત્તમ છે તો તેનાથી અધિક માહાત્મ્યવાળા અને સંપ્ર-દાયનું અનેક રીતે શ્રેય કરનાર અને સંરક્ષણ કરનાર શું પૂર્ણ પુરૂષોત્તમ સ્વરૂપ નથી ? શ્રી ગુસાંઇજીના સાતે લાલજીમાં પણ એમનું માહાત્મ્ય અધિક છે, એટલુંજ નહિ પણ શ્રી ગુસાંઇજીએ સ્વતઃ સાતે બાળકોમાં એમને પ્રાધાન્ય આપ્યું છે. તેઓ લૌકિક અને અલૌકિક ઉભયમાં કુશળ હતા; ગૃહ-વ્યવસ્થા તેમજ સંપ્રદાયનું સંરક્ષણ પણ શ્રી ગુસાંઇજીએ એમ-

નેજ સોંપ્યુ હતું. તો શું આવા ધુરંધર અને મહાનુભાવી પૂર્ણ પુરૂષોત્તમ નથી? ભરૂચીઓ તેમને પૂર્ણ પુરૂષોત્તમ સ્વરૂપ માને છે તેમાં તેઓ શું ખોટું કરે છે? તમે કહો છો કે શ્રી ગોકુલનાથજીની ઇચ્છા વિરૂદ્ધ ભરૂચીઓ તેમને ઇશ્વર સ્વરૂપ માને છે, તો હું કહું છું કે આધુનિક બાળકો અને પૂર્વાચાર્યોની પણ ઇચ્છા વિરૂદ્ધ સંપ્રદાયના અનુયાયીઓ તેમને પૂર્ણ પુરૂષોત્તમ સ્વરૂપ માને છે તેનું કેમ? વસ્તુત: દાસનો ધર્મજ છે કે 'આચાર્ય'ની ઇચ્છા વિરૂદ્ધ પણ એવા મહાનુભાવી, પરમ કારૂણિક સર્વોદ્ધાર પ્રયત્નાત્માને પૂર્ણ પુરૂષોત્તમ સ્વરૂપ માનવાજ જોઇએ. તદનુસારજ ભરૂચીઓ માને છે. જ્યાં શ્રી ગોકુલનાથજીને આમ પૂર્ણ પુરૂષોત્તમ સ્વરૂપ માનવામાં આવે છે તો પછી તેમની શ્રી કૃષ્ણવત્ સેવા કરવામાં શું ક્ષતિ? આજ પ્રમાણે સંપ્રદાયમાં ચાલતું આવે છે. જુઓ, મૂલ આચાર્ય શ્રીમદ્ વલ્લભાચાર્યે કેવલ શ્રી કૃષ્ણ સેવા-નોજ ઉપદેશ કર્યો, પરંતુ તેમનીજ (શ્રીમદ્ વલ્લભાચાર્યજીની જ) શ્રી કૃષ્ણવત્ સેવા થવા લાગી. આજ પણ શ્રી મહા-પ્રભુજીની બેઠકોમાં તેમનાં પાદુકા વસ્ત્ર, આદિની સેવા થાય છે. તેજ પ્રમાણે શ્રી હરિરાયજી, શ્રી કલ્યાણરાયજી, આધુનિક લાયબલ કેસવાળા શ્રી જદુનાથજી વિગેરેની બેઠકો છે, અને ત્યાં તેમનાં વસ્ત્ર, પાદુકા આદિની સેવા થાય છે, ભોગ ધરાય છે; વિગેરે સર્વ શ્રી કૃષ્ણસેવાવત્ થાય છે, તેનું કેમ? માટે જેને પૂર્ણપુ રૂષોત્તમ સ્વરૂપ માન્યા તેમની પૂર્ણ પુરૂ-ષોત્તમવત્ સેવા કરવામાં કોઇ પણ પ્રકારનો સિદ્ધાન્તને બાધ

નથી, તેથી ભરૂચીઓ શ્રી ગોકુલનાથજીને ઇશ્વરસ્વરૂપ માની તેમની એકલાનીજ શ્રી કૃષ્ણથી પણ અધિક માની સેવા કરે છે. તેમાં તેઓની કેવલ અનન્ય ભક્તિ છે તેથી જ. અન્યની તેઓ નિંદા કરતા નથી. નિંદાને પુષ્ટિમાર્ગમાં સ્થાન જ નથી. માટે આમ શ્રી ગોકુલનાથજીની અનન્યભક્તિ કરનારાઓ પુષ્ટિ સંપ્રદાયની લેશ પણ વિરૂદ્ધ નથી હાલમાં પુષ્ટિ સંપ્રદાયમાં પણ એમજ જોવામાં આવે છે કે જે ગાદીનો જે પુરૂષ સેવક હોય છે, તેમનુંજ બ્રહ્મસંબંધ પોતાના કુટુંબીઓને લેવડાવે છે; અને ત્યાંજ તે ચિત્તસેવા વધારે કરે છે, જ્યારે અન્ય ગાદીને ગૌણતાથી જુવે છે. જ્યાં શ્રી ગુંસાંઇજીના સાતે લાલજી સમાન છે. તો પછી આમ ગાદીની પક્ષાપક્ષી શા સારૂ? ગાદીની પક્ષાપક્ષીમાંથીજ આ ભરૂચી ઝગડો પણ ઉત્પન્ન થયો છે, જેમના આશ્રય રા. વસંતરામ શાસ્ત્રી છે. તેમની સૃષ્ટિ કાંઇક ગામડાઓમાં ઘટતી માલમ પડવા લાગી અને ભરૂચી સૃષ્ટિનું જોર વધવા લાગ્યું, એટલે વસંતરામ બખાળા કાઢતા એકદમ કુદી પડયા. જે પુરૂષ જે ગાદીનો સેવક હોય તેની ફરજ છે કે તેણે તે ગાદીની અનન્યતાથી સેવા કરવી. તદ્વત શ્રી ગોકુલનાથજીની સૃષ્ટિવાળા શ્રી ગોકુલનાથજીની અનન્યતાથી સેવા કરી રહેલાં છે, તે પુષ્ટિસંપ્રદાય અનુસારજ છે.

રા. વસંતરામ કહે છે. કે ભરૂચીઓનાં પ્રમાણ ગ્રન્થો જ નથી, તેમજ તે સૃષ્ટમાં કોઇ ધુરંધર વિદ્વાનજ થઇ ગયું નથી; તો તેમને હું એટલુંજ જણાવીશ કે ભરૂચીઓ પુષ્ટિમાર્ગથી

ભિન્ન હોય તોજ તેઓનાં પ્રમાણ ગ્રન્થો પણ ભિન્ન હોય. પણ જ્યાં ભરૂચીઓ પણ મૂળમાં પુષ્ટિ સંપ્રદાયના જ સિદ્ધાન્તોને અનુસરે છે, તો ભિન્ન પ્રમાણની જરૂર જ શું? પુષ્ટિમાર્ગના જે પ્રમાણગ્રન્થો તેજ ભરૂચી માગના પણ પ્રમાણગ્રન્થો. ભેદ માત્ર એટલો જ છે કે પૂર્વે કહ્યા પ્રમાણે ભરૂચીઓ શ્રી ગોકુલનાથજીને જ પૂર્ણ પુરૂષોત્તમ સ્વરૂપે માને છે, અને તેમની જ અનન્યતાથી ભક્તિ કરે છે બાકી બધું પુષ્ટ સંપ્રદાયના જ પ્રમાણ અનુસાર છે, તે આપણે જોઈએ. પુષ્ટિ સંપ્રદાયમાં લોકવેદને અવકાશ નથી; ભરૂચીઓ પણ તેજ પ્રમાણે માને છે. શ્રીમહાપ્રભુજીએ સ્પષ્ટ આજ્ઞા કરી છે કે આ માર્ગ (પુષ્ટિ માર્ગ) લોકવેદાતિત છે લૌકિક વૈદિક વૈષ્ણવો કાપટ્યથી જ કરે છે. બાકી વૈષ્ણવત્વ સહજ હોય છે. પુષ્ટિમાર્ગિય સર્વાત્મભાવ દશામાં તો કાપટ્યથી કરેલું લૌકિક વૈદિક પણ સુદ્દર ચાલ્યું જાય છે—આપોઆપ જ છુટી જાય છે. આમ જ્યાં પુષ્ટિ માર્ગમાં શ્રીગોકુલાધીશ સર્વાત્મભાવથી હૃદયમાં ધારણ કરવામાં આવે તો કહે, લૌકિક વૈદિકથી શું છે? કંઈ જ નહિ; એમ શ્રીમહાચાર્યની આજ્ઞાનુસાર ભરૂચીઓ પણ શ્રીગોકુલનાથજીને અનન્યતાથી સર્વાત્મભાવથી હૃદયમાં ધારણ કરતા હોવાથી લૌકિક વૈદિકને તિલાંજલિ આપે તો તેમાં તેઓ શું ખોટું કરે છે?

ભરૂચીઓ ઉપર બીજો આક્ષેપ એ છે કે તેઓ શ્રાદ્ધાદિને માનતા નથી, શ્રાદ્ધાદિ ક્રિયા કરતા નથી. આ પણ પુષ્ટિ સંપ્રદાયના સિદ્ધાન્ત અનુસાર જ છે. કારણકે પુષ્ટ સંપ્ર

દાયમાં શ્રાદ્ધાદિને સ્થાન જ નથી. મહારાજો કે વૈષ્ણવો જે કંઇ શ્રાદ્ધાદિ કરે છે તે કેવલ લોકમાં દેખાડવા પુરતું જ–કાપટ્યથી જ. કારણકે પુષ્ટિસૃષ્ટિ, પ્રવાહ અને મર્યાદાથી ભિન્ન છે, પુષ્ટિસૃષ્ટિના જીવો પણ ભિન્ન છે તેઓની ક્રિયા, દેહાદિ અને ફલ પણ ભિન્ન છે. પુષ્ટિસૃષ્ટિમાં શ્રાદ્ધાદિ છેજ નહિ, કારણકે તેને કર્મલોક સાથે સંબંધ નથી, પણ નિત્ય–લીલાસૃષ્ટિ સાથે સંબંધ છે. તેથી આચાર્યને માટે "લીલા" કરી એમ સાંપ્રદાયિક પરિભાષા વપરાય છે. અને કોઇ મહાનુભાવી વૈષ્ણવ માટે "ગોલોક વાસ" શબ્દ તેના અવસાન પાછળ વપરાય છે. આ ઉપરથી સ્પષ્ટ પ્રતીત થાય છે કે પુષ્ટિસૃષ્ટિને. લોકાંતર સાથે સંબંધ ન હોવાથી શ્રાદ્ધાદિક કર્મ કરે યા ન કરે તેની સાથે કાંઇ લેવાદેવા નથી કેવલ અન્યાશ્રયી પુરૂષો જ શ્રાદ્ધાદિ કરે છે. જેણે શ્રી ગોકુલનાથજીને જ પૂર્ણ પુરૂષોત્તમ માન્યા તેને વળી શ્રાદ્ધાદિને અંગે કર્મદેવતાનો આશ્રય જ શેનો ? માટે ભરૂચીઓ જે શ્રાદ્ધાદિને નથી માનતા તે સિદ્ધાન્તાનુસાર જ છે, તેઓ અન્યાશ્રયી છે બીજાઓની માફક અન્યાશ્રયી નથી. પુષ્ટિમાર્ગમાં અન્યાશ્રય એ મહાદોષ છે. તેથી ભરૂચી અન્યાશ્રય દોષ રહિત હોવાથી તેઓ અન્યાશ્રયના આદર્શરૂપ છે વસંતરામ અન્યાશ્રયી હોવાથી તેમને આ વાત ગળે ઉતરે એવી નથી. મુંબઇમાં શંકરાચાર્યની સભાઓ માધવબાગમાં ગોઠવી આપતા હતા અને ત્યાં ભાષણો કરવા જતા હતા, એ તેમનો અન્યાશ્રય ભરૂચી તેમજ અન્યોને સુવિદિત હોવાથી અન્યાશ્રય એમને

સૂઝે એમ નથી. અમદાવાદમાં પણ એમજ પેલા સાધુએ કરેલા યજ્ઞમાં પોતે જઇ હારતોરા લઇ ખુબ મ્હાલ્યા. આવા અન્યાશ્રયી પુરૂષો કરતાં અનન્યાશ્રયી ભરૂચીઓ હજાર દરજ્જે સારા છે વસંતરામ, ઉપરથી વૈષ્ણવતાનો ડોળ કરતા હોવાથી અને અંદરથી એક ચુસ્ત સ્માર્ત હોવાથી એમને શ્રદ્ધાદિ વિરૂદ્ધના વિચારો ગમે તેમ ન હોવાથી અનન્યાશ્રયની વિરૂદ્ધ ગમે તેવા બખાડા કાઢી રહ્યા છે. પણ તેથી કાંઇ વૈષ્ણવો કાલાંતરે પણ અન્યાશ્રય કરવાના નથી તે નથી જ

હવે રહી એક બાબત ભરૂચીઓ શ્રી ગોકુલનાથજીને જ એક પતિરૂપ માની સ્ત્રી ભાવથી તેમની સેવા કરે છે. આ પણ પુષ્ટિ સંપ્રદાયના સિદ્ધાન્તાનુસાર જ છે. પુષ્ટિમાર્ગમાં સ્ત્રીભાવથી જ ભક્તિ છે. અને પુરૂષ-પતિ કેવલ એક શ્રી કૃષ્ણ જ છે. આ સિદ્ધાન્ત શ્રી ગોપીજનોનો જ છે. અને તે સારી રીતે રાસપંચાધ્યાયી ઉપરનાં ટિપ્પણી આદિ સાહિત્યમાં પ્રતિપાદન કરેલો હોવાથી અત્ર તેનું પિષ્ટપેષણ કરવું યોગ્ય નથી. ભરૂચીઓ શ્રી ગોકુલનાથજીને શ્રીકૃષ્ણ સ્વરૂપ માનતા હોવાથી તેમની ભક્તિ પતિ તરીકે સ્ત્રીભાવથી કરે છે. એમાં પુષ્ટિ સપ્રદાયને લેશ પણ વિરોધ નથી જ.

ઉપરોક્ત તમામ બાબતોનો વિચાર કરતાં સુજ્ઞ તટસ્થને માલુમ પડશે કે ભરૂચીઓ પુષ્ટિમાર્ગના જ તમામ સિદ્ધાન્તોને માને છે. ભેદ માત્ર એટલોજ છે કે તેઓ શ્રીગોકુલનાથજીને જ શ્રીકૃષ્ણવત્ માને છે, અને આ માન્યતા પણ

સિદ્ધાન્તાનુસાર જ છે કે, શ્રી વલ્લભના કુળમાં સર્વ શ્રી વલ્લભરૂપ હોવાથી કોઈપણ બાળકને કોઇ પૂર્ણ પુરૂષોત્તમ તરીકે સ્વીકારી તેની જ અનન્યતાથી સેવા વિગેરે કરે તેમાં સિદ્ધાન્તને જરાએ હાનિ નથી પુષ્ટિમાર્ગને તમામ રીતે મળતા જ આવા વિશુદ્ધ શાખા રૂપ સંપ્રદાયને જેઓ શાક્ત અને વામમાર્ગ કહે છે, તેઓ પોતેજ શાક્ત અને વામમાર્ગી છે, 'જે જેવો હોય તે તેવું દેખે' એ ન્યાયે વામમાર્ગી, શાક્ત, પાંખડી, ચર્ષણી જીવોજ આવા સુંદર સંપ્રદાય ઉપર દુરાગ્રહાત્મક આક્ષેપો મૂકે છે.

સુરત
તા. ૧૧-૩-૨૪

છબીલદાસ મગનલાલ શાહ.



# વસંતરામની શૈલી

ભરૂચીઓને ખંખેરવામાં વસંતરામની શૈલી ઘણીજ અઘટીત અને માત્ર દ્વેષમૂલક છે એ સુજ્ઞ તટસ્થને પણ કહેવાની જરૂર નથી. સાંજવર્તમાન અને ગુજરાતી પેપરોમાં હાલ જે ચર્ચા ચાલી છે, તેનાથી અને તે પહેલાં પણ તેમની કાર્ય કરવાની પદ્ધતિથી સર્વને વાકેફ કરવા એ આ લેખનો ઉદ્દેશ છે.

(૧) ડંફાસ—સારા પુષ્ટિમાર્ગનો ઉદ્ધાર કરવાનું કાર્ય પોતાનેજ સોંપ્યું છે, અને તેમના સિવાય એકપણ વ્યક્ત એ કાર્ય કરી શકે જ નહીં, એવો એક પ્રકારનો અહંભાવ તેમના લેખોથી સ્પષ્ટ પ્રતિત થાય છે.

(૨) હડહડતું જુઠાણું અને ડાહ્યલું ફેલવવાની ટેવ—ભરૂચીઓને સતાવવા માટેજ તેઓએ હડહડતા જુઠાણાં ફેલાવવાનો પણ નીચ આશ્રય લીધો છે. ગોસ્વામીશ્રી, રમણલાલજી મહારાજશ્રીનો પત્ર ખોટો બનાવટી ઉભો કર્યો છે, એમ તેઓ જણાવે છે. પણ જો આ તેમનું સત્ય વચન હોય તો રૂા. ૫૦૧)નું કાઢેલું ઇનામ ભાઇસાહેબ ઝટ ઝુટી લે. મારે માટે પણ "ભરૂચી મતનો નવો ભાડુતી વકીલ" એમ લખી પોતાને જુઠું બોલવાની ટેવ પડી છે એમ સાબીત કરે છે. જો ભરૂચીઓએ મને વકીલ તરીકે ઉભો કરી ભાડું આપ્યું છે એમ વસંતરામ સાબિત કરે તો રૂા. ૧૦૧)નું ઇનામ હું

તેમને આપવા તૈયાર છું. ટાહ્યલાં લખવાં એ વિદ્વાન શાસ્ત્રીને છાજતું નથી.

(૩)અન્યને હલકા પાડવાની ટેવઃ—પોતાની કીર્તિ સારા અને સરલ ઉપાયથી ન ફેલાય તો બીજાઓને હલકા પાડીને પણ પ્રખ્યાત થવું એવી કેટલાકની ટેવ હોય છે; તે ટેવ પ્રમાણે વસંતરામ પણ આવી પદ્ધતીનો આશ્રય લઇ રા તેલીવાળા રા. પટવારી આદી વ્યક્તિના ઝીણામાં ઝીણા દોષોને પણ પર્વત જેટલું રૂપ આપી નાહક ચીચીઆરીઓ પાડી રહ્યા છે. સંપ્રદાયના ધુરંધર વિદ્વાન રા મગનલાલ શાસ્ત્રી જેવાને પણ તેમણે છોડયા નહીં ! ! !

(૪)પોતાના ગુણાનુવાદ ગાવાની ટેવઃ—अहो रूपम् अहो ध्वनिः એ સુત્રાનુસાર વસંતરામ અને તેમના મીત્રો એક બીજાના ગુણાનુવાદ ગાઇ વિદ્વાનોને હલકા પાડવાનો પ્રયાસ કરી રહ્યા છે. "હોરી ખેલ" નામનો અને તેની ઉપરનો "નિબંધની પસંદગી" નામના લેખો (વૈ ધ. પ. પુ. ૯ અંક ૪) વાંચવાથી સર્વ કોઇ સમજી શકશે કે રા. તેલીવાળાની ઝીણી બાબતમાં કેટલી નિંદા કરી છે. તેમજ અંક ૧૨ માં વસંતરામ તો તેમના મિત્ર દીન કિંકરના વખાણ કરતાં લખે છે કે—"જાણે પુષ્ટિસૃષ્ટિનું સર્વજ્ઞપણું તેમણે (દીનકિંકરે) સ્વાધીન ન કર્યું હોય !" વાહરે તમારૂં સર્વજ્ઞપણું અને વાહરે તમારી ડંફાશ ! !

(૫) બૂમરાણ કરી મૂકવાની ટેવઃ—શાસ્ત્રાર્થ કર્ત્તવ્ય છે એ શીર્ષકના લેખમાં રા. મગનલાલ શાસ્ત્રીએ પોતાનું કથન વિસ્તરશઃ કહ્યું, અને વસંતરામનો અને તેમનો પૂર્વસંબંધ

શો ? એ જીજ્ઞાસા વાંચકને સ્વભાવિક થાય, એ દર્શાવવા રા. મગનલાલે તેનો ઉલ્લેખ કર્યો, અને શાસ્ત્રાર્થમાં પરાજીત થાય તે શિષ્ય થાય એ જણાવ્યું. એટલે કેમ જાણે રા મગનલાલે ગુન્હો ન કર્યો હોય ! એમ એકદમ તેમની ઉપર વસંતરામ તૂટી પડયા ! અને એમનેહલકા પાડવાને વીસ રૂપીઆની નોકરી અપાવી એક પુસ્તક ભણાવ્યું, તેમાં શું મોટી મૌથ મારી એમ બૂમરાણ પાડી મૂકી, અને તેટલો પણ ઉપકાર કર્યો તે ભાઇસાહેબ ભૂલીજ ગયા અને પોતાના સ્વભાવને પ્રદર્શિત કર્યો અને તેમાં કાંઇ ન્યૂનતા રહી ગઇ હતી તે ભાઇ દીનશંકરે બૂમરાણ પાડી મૂકી પૂર્ણ કરી. તમને તો વિદ્યાનો જ મદ છે, તમારે પૂર્ણપુરૂષોત્તમ થઇ જવું છે; ઈત્યાદિ વચનો વડે તેમની ઉપર પ્રહારો કરવ મંડી પડી ભાઇસાહેબ રાજી રાજી થઇ ગયા ! ! !

[૬] તોછડાઇ:—અમુક મતનું ખંડન કરવું હોય તો શુદ્ધ પ્રાચીન શૈલીથી કયાં નથી થતું ? તેને બદલે વસંતરામે ધીરેધીરે તોછડાઇ વાપરવી શરૂ કરી દીધી વ્યારાવાળા ગોપાળદાસ અને દાદા નારાયણદાસને માટે તેઓએ તૂંકાર શરૂ કરી દીધો. મેં તેમના આક્ષેપો દ્વેષમૂલક છે એમ લખી જણાવ્યું એટલે મને "એકલદોકલ" "ઘેરૈયો" "નવો છોકરો" ઇત્યાદિ વચન પુષ્પોથી વધાવ્યો. રા. ચીમનલાલ શાસ્ત્રીએ તેમને "ગો શ્રી- રમણલાલજી મહારાજ જેવા પચાશ પણ મારા શાસ્ત્રાર્થ સામે ટકી શકવાના નથી." એ લખાણની તોછડાઇ માટે સૂચના કરી, ત્યારે તેમને 'અકાંડ તાંડવ કરી

ઉડ્યા" એમ ધમકાવ્યા. જાણે કે તેમ.મ તેમની ધમકીથી ડરતા ન હોય, એમ માની લઇ સર્વની મૌનવૃત્તિનો દુષ્ટ લાભ લઇ જેમ ફાવે તેમ બકવાટ કરવાની શરૂં કર્યું. આવી ધમકાવવાની અને હલકા પાડવાની ટેવ તેમને ઘણા સમયથી પડી ગઇ છે, તેમાં હું તો વિદ્વાન વર્ગનો જ વાંક કાઢી શકું છું; કારણ કે તેમણે તેમને પ્રથમથીજ દબાવી દીધા નહિ

(૭) નીચ આક્ષેપો:—પોતાની બ્રાહ્મણવૃત્તિને અનુસરી ઘણા ખરા શાસ્ત્રીઓ મહારાજશ્રીના આશ્રયતળે છે, પણ પોતે તો કોઇના અર્થદાસ નથી એમ સૂચવી દરેક પારકું અન્ન ખાનારા છે એવી હલકીવૃત્તિનું સૂચન કર્યા કરેછે. "પટવારી મારા અન્નદાતા છે માટે હું તેમના ઉપર આક્ષેપો મૂકીશકતો નથી" એવા વાક્યો જાણે હુંજ બોલ્યો હોઉં તેવી ભાષામાં મૂકી, પટવારી અને મારી વચ્ચે વિરોધ ઉત્પન થાય તેવી ખટપટ કરવાની પણ તેમણે તૈયારી કરી મૂકી તેમાં પ્રથમ તો જણાવુ છું કે પટવારી મારા અન્નદાતા જ નથી, તેથી હું એ શબ્દો વાપરૂં જ શાનો? પટવારી મારા માતુશ્રીના મામા થતા હોવાથી એ મારા અન્નદાતા શાના કહેવાય જ? મને તો આશ્ચર્ય લાગે છે કે વસંતરામને કદાચ મામા તરફનો લ્હાવો જ મળ્યો નહીં હોય! તેથી આવા ઇર્ષાજનક અને દ્વેષમૂલક આક્ષેપો મૂકે છે. નીચ આક્ષેપો મૂકી ખટપટ કરી મૂકવાની ટેવનો ત્યાગ કરે તો ઘણુંજ સારૂં.

"પુષ્ટિસુધા" ઓફીસ, ધંધુકા } ઉજમશી બાપુલાલ કાપડીઆ બી. એ.

# शास्त्रार्थ कर्तव्य छे

—*०*—

જેમને ઇતિહાસનો પરિચય છે તેમને સુવિદિત છે કે એકજ આચાર્યના વાક્યથી પણ મતિભેદે મતભેદ પ્રાપ્ત થાય છે. એકજ બુદ્ધ-ભગવાન્‌ના વાક્યથી શિષ્યચતુષ્ટયના મતિભેદે મતચતુષ્ટય થયું, એકજ અર્હદ્ભગવાનના વાક્યથી શિષ્ય દ્વયીના મતિભેદે મતદ્વયી થઇ, અને એકજ શંકર ભગવાન્‌ના કેવલાદ્વૈતમાં શિષ્યમતિભેદે આભાસવાદ, પ્રતિબિમ્બવાદ, અવચ્છેદવાદ ઇત્યાદિ વાદનો ઉદ્ભવ થયો. આ પ્રકારે શિષ્ય-મતિભેદે શ્રીમદ વલ્લભાચાર્યજીના સમ્પ્રદાયમાં પણ કાલ ક્રમસઃ મતભેદ થયો. લૌકિક પ્રવાહથી અને વૈદિકી મર્યાદાથી અતીવ પૃથક પુષ્ટિમાર્ગ શ્રીમદાચાર્યચરણે શાસ્ત્રસિદ્ધ કર્યો કે ત્વરિતજ પુષ્ટિમાર્ગમાં લોકવેદનો કેવો અને કેટલો અવકાશ, આ પ્રશ્ન પ્રકટ થયો, અને શ્રીમદ્વિઠ્ઠલેશ્વરના ચતુર્થસૂનુ શ્રીમદ્ ગોકુલેશના જે શિષ્યોએ લોકસંગ્રહાર્થ લૌકિકવૈદિક મર્યાદા સ્વીકારી, તે 'નામડીઆ' સંજ્ઞાથી સમ્પ્રદાયમાં પ્રસિદ્ધ થયા, અને જેમણે સ્વધર્મ પરિત્યાગપૂર્વક શરણ સ્વીકાર્યું, તે ભરૂચી વૈષ્ણવોમાં ભરૂચનાજ શ્રી મોહનભાઇ અગ્રગણ્ય હોવાથી 'ભરૂચી' કથાયા. આથી માધ્યમિક બૌદ્ધને સૌત્રા-ન્તિક બૌદ્ધના અબૌદ્ધ ગણવામાં, દિગમ્બર જૈનને શ્વેતા-મ્બર જૈનના અજૈન ગણવામાં અને પ્રતિબિમ્બાદિવાદી શાંક રને આભાસવાદી શાંકરના અશાંકર ગણવામાં જેવું અને

જેટલું મૌખ્ય છે, તેવું ને તેટલું મૌખ્ય શ્રીમદ્ વલ્લભાચાર્ય સમ્પ્રદાયની ઉભયે શાખામાંથી એકતરને પણ અવૈષ્ણવ ગણવામાં છે. જેમ બીજભેદે ફલભેદ તેમ વિચારભેદે આચારનો પણ ક્રમશઃ ભેદ થતો ગયો. નીમડીઆનો અને ભરૂચીનો મુખ્યતઃ આચાર વિચારભેદ મને આ પ્રમાણે જણાય છે.

| નીમડીઆ | ભરૂચી |
| --- | --- |
| ૧ શ્રીમદ્ વલ્લભાચાર્યજીનાજ પુરૂષવંશ્યને દ્વાર માનીને તે દ્વારે પ્રાપ્ય શ્રીમદ્ વલ્લભાચાર્યજીનેજ ગુરૂ ગણીને વશ્ય દ્વારા મન્ત્રદ્રયોપદેશ ગ્રહે છે. | ૧ શ્રીમદ્ વલ્લભાચાર્યના સમ્બન્ધથી તદીય વંશ યદ્યપિ અલૌકિક સૂત્ર છે, માન્ય છે, તથાપિ શ્રીમદાચાર્યચરણપ્રોક્ત સર્વ આચાર્ય લક્ષણ શ્રી ગોકુલેશ્વરજીથી અનન્તર કોઇ પણ દ્વારમાં સુપ્રતીત ન હોવાથી આચાર્યત્વનું નિયમન કેવલ શ્રીમદ્ વલ્લભાચાર્યજીમાંજ કરીને કોઇનું પણ દ્વારત્વ સ્વીકારતા નથી, અને સાક્ષાતજ શ્રી ગોકુલેશ સમ્બન્ધ કરે છે. |
| ૨ લૌકિકવૈદિક લોકસંગ્રહાર્થ રક્ષીને વ્રજાધિપ શ્રી કૃષ્ણનું સેવનસ્મરણ કરે છે | ૨ પરમકાષ્ઠાપન્ન પદાર્થ તો કેવલ ભાવાત્મક છે, ભાષાત્મક માર્ગમાં ભાવાત્મક |

એટલુંજ નહિ પરંતુ શ્રી ઠાકુરજીના શ્રી મહાચાર્યચરણાદિના વા તદીય કોઇ પણ વંશનાં ગાદીજી વસ્ત્ર ચિત્ર પાદુકા કેશ ઇત્યાદિને સેવે સ્મરે છે.

પ્રભુની ભાવાત્મક સેવા કર્તવ્ય છે, તેથી ભાવાત્મક શ્રી ગોકુલેશ જ્યારે ભૂતલમાં પ્રકટ વિરાજમાન હતા ત્યારે તો તેઓશ્રીને પતિભાવે સાક્ષાત્ જ સેવતા, અને તદનન્તર તેઓશ્રીનાં ગાદીજીને પાદુકાજીને સેવે છે, અને તેઓશ્રીના પવિત્ર કેશાન્તાદિને પણ આદરે છે.

૩. જેમના ગૃહમાં સેવા વિરાજે છે તેઓથી જે સેવા સ્વહસ્તથી ન થઇ શકે તે સેવા દ્રવ્ય આપીને ઇતર પાસે પણ કરાવે છે.

૩ દ્રવ્ય આપીને ઇતર પાસે સેવા કરાવવામાં પ્રૌઢિ માત્ર છે પરન્તુ ભાવ નથી, તેથી કોઇપણ દેવલક પાસે સેવા ન કરાવતાં જે સેવા શક્ય છે તે સ્વતઃજ કરી લે છે

૪. રજસ્વલા ધર્મ આશૌચ શ્રાદ્ધાદિ પ્રેત ક્રિયા કરે છે, પરન્તુ પિણ્ડ નિર્વાપ કર્યા પછી તે દિવસે સેવા કરતા નથી.

૪. રજસ્વલા ધર્મનું અને અશૌચનું સુન્દર જ પરિપાલન કરે છે તથાપિ મહામાંગલ્યમય શ્રીમદ્ગોકુલેશમાં અનન્ય પાતિવ્રત્ય રક્ષતા હોવાથી શ્રાદ્ધાદિ અમંગલ

| | |
|---|---|
| | પ્રેતાદિ પૂજન કરતા નથી. આશૌચનિવૃત્તિ પ્રસંગે શ્મશ્રુ વપન કરાવતા નથી, તેમજ વિધવાકેશવપન પણ કરાવતા નથી. કારણ કે અકુતોભય શ્રીગોકુલેશપતિ મસ્તકે અવિચલ બિરાજમાન છે. |
| ૫ વિભૂતિત્વે. દેવતાન્તરાર્ચન કરે છે, નવરાત્રમાં દેવી ઘટ સ્થાપન કરે છે, ચૈત્રમાંગણ ગૌરીને પૂજે છે. અને ઘનઘોરની સ્વારી તો શ્રીનાથજીમાં પ્રસિદ્ધજ છે. | ૫. 'अन्यसम्बन्धगन्धोपि कन्धरामेव बाधते'। ઇત્યાદી પ્રમાણને અવલમ્બીને કદાપિ અન્યાશ્રય કરતા નથી |

આ વિના ઇતર પણ ભેદ છેજ, તથાપિ વિસ્તરભીતીથી હું અત્ર વિરમુ છું.

હું પુનઃ કથું છું કે આ ઉભયે શાખા શ્રીમદ્વલ્લભાચાર્યજીનીજ છે, ઉભયનો ઉદ્ભવ મતિભેદ માત્રેજ છે અને વ્યક્તિત્વ વિકલ્પના સમાશ્રયથી ઉભયે અસમંજસ છે. મી૦ વસંતરામ, ભરૂચીને વામ માને છે; માટે હું આ પત્રથી તેમને પ્રસિદ્ધ આહ્વાન કરૂં છું કે તેમણે ભરૂચીની વામતા સિદ્ધ કરવી.

મહારાજશ્રીઓને સાક્ષાત પૂર્ણ પુરૂષોત્તમ મનાવીને વિશુદ્ધ સનાતન સમ્પ્રદાયનો વિપ્લવ કરવામાં તેમની કલિમય પ્રવૃત્તિએ અમુક કાષ્ઠા પ્રાપ્ત કરી છે, તેથી હું અન્તઃકરણ પૂર્વક ઇચ્છુ છું કે મી૦ વસંતરામ સામ્પ્રદાયિકી વિદ્યા પ્રાપ્ત કરીને મારી સાથે શાસ્ત્રાર્થ કરે, મારો પરાજય કરે, મને તેમનો શિષ્ય કરે, અને ભાષ્યપ્રકાશ, પ્રસ્થાનરત્નાકર ઇત્યાદી આકરગ્રન્થનું મને આવર્તન કરાવે. शिष्यादिच्छेत्प राजयम् શિષ્યથી પરાજયમાં મારા હર્ષનો પાર રહેશે નહીં, પરંતુ જો મી૦ વસંતરામજ પરાજિત થાય તો તેમની પતાકા નીચે મૂકી દઇને તેમણે મારી પાસે સામ્પ્રદાયિકી વિદ્યાનું વિધિતઃ પુનરધ્યયન પ્રારમ્ભવું, કારણ કે વૃત્તિદાતા વિદ્યાગુરૂનો દ્રોહ કર્યાથી વિદ્યાની અવિચ્ચ્ત્ર સ્થિતિકત્વ પણ દૃષ્ટશ્રુત નથી

૮૧૫ રવિવાર પૂના સિટિ, પો શુ. ૩ } મગનલાલ ગણપતિરામ શાસ્ત્રી



# ઉપસંહાર

## વસંતરામને ખુલ્લું આહ્વાન.

આ પેમ્ફલેટથીજ વસંતરામના મનનું સમાધાન થઇ જશે, અને તેઓ પોતાની ડંફાસ છોડશે જ. પરંતુ પોતાની ટેવ પ્રમાણે કદાચ તેઓને કાંઇ બાકી રહી ગયું હોય તો હવે પ્રાવાહિક પત્રોમાં માર્ગની રહસ્ય વિગતોની ચર્ચા ન કરતાં અમારી શૈલીથીજ પેમ્ફલેટ દ્વારાજ પોતાનું વકતવ્ય કહેશે. અને તેમાં પણ નાહક ખર્ચ ન થવા પામે માટે તેઓ રા. મગનલાલનું ખુલ્લું આહ્વાન કબૂલ કરશે તો જ ઠીક ગણાશે. ભલે, કદાચ વસંતરામે પહેલું આહ્વાન આપ્યું હોય, તોપણ આ આહ્વાન પહેલું કે છેલ્લું ગણી, તેઓ ભરૂચી-ભરૂચીમત માર્ગ શાકતમાર્ગ-વામમાર્ગ છે, ખોલકલ્પિત છે એ સિદ્ધ કરવા કટિબદ્ધ થસે અને તેમાં હારી જાય તે શિષ્ય થાય એમ રા. મગનલાલ શાસ્ત્રીજીનું કહેણ કબૂલ કરશે એમ ઇચ્છીએ છીએ, શાસ્ત્રાર્થને માટે રા. મગનલાલ શાસ્ત્રી તરફથી પાંચ વૈષ્ણવોની સિન્ડિકેટ નીમવામાં આવે, તેમજ વસંતરામ પણ પાંચ વૈષ્ણવોની સિન્ડિકેટ નીમે. યોગ્ય તટસ્થ મળવો

કઠણ છે; કારણ કે મહારાજશ્રીઓને આવી ધાર્મિક ડખલગીરીમાં તટસ્થ નીમી શકાય જ નહીં. અને ભરૂચીઓને પણ તટસ્થ મહારાજશ્રી પણ એક રીતે પક્ષપાજ લાગે. માટે યોગ્ય વાટાઘાટ કરી તટસ્થ નીમવાની સૂચના વસંતરામ કરે. અને તે જો રા. મગનલાલ શાસ્ત્રીને યોગ્ય લાગે તો કબૂલ કરે પરંતુ હવે તો આવી ધાર્મિક બસાડિપણાનો એકદમ ત્યાગ કરી શાસ્ત્રાર્થ દ્વારા ફડચો કરવામાં આવે એજ ઇષ્ટ છે. માટે વસંતરામ આવા પેપરીયા શાસ્ત્રાર્થ કરી અધર્મમાંથી છૂટ બચે અને પુષ્ટિમાર્ગનાજ સિદ્ધાન્તોમાં ઝેર રેડાતું બંધ થાય એજ શ્રી પ્રભુને વિજ્ઞપ્તિ.

ઊજમશી બાપુ લાલ કાપડીયા



